# નિવેદન

'સંતને ઓળખવા માટે સંત જેવા બનવું જોઇએ' એમ આપણે સાંભળ્યું છે. શ્રીરમણ મહર્ષિના આશ્રમમાં સ્વામી માધવતીર્થજી જવાના હોવાનું જાણવામાં આવતાં અમે અને બીજા જિજ્ઞાસુઓએ એમને વિનંતિ કરેલી કે, આ યાત્રાનો હેવાલ જાહેર પ્રજાના લાભને માટે તેમણે તૈયાર કરી આપવો. શ્રી રમણમહર્ષિના આશ્રમમાં ૧૩ દિવસ રહીને તે હમણાં જ પાછા ફર્યા છે, અને જનસમાજને ઉપયોગી થાય એવું આ પુસ્તક તેમના તરફથી પ્રાપ્ત થયું છે. સ્વામી માધવતીર્થજીએ અમારી વિનંતિ ધ્યાનમાં લઈને આ પુસ્તક તરતમાં જ તૈયાર કરી આપ્યું છે તે માટે અમે તેમના ઋણી છીએ.

શ્રી રમણ મહર્ષિ પાસે અને તેમના આશ્રમના વાતાવરણમાં આ ઉચ્ચકોટીના સંત જે કંઈ જોઈ અને સમજી શક્યા તે બીજો સામાન્ય જિજ્ઞાસુ ભાગ્યે જ સમજી શકે. લોકહિતની અને સેવાની લાગણીથી પ્રેરાઈને જે ભારે શ્રમપૂર્વક આ મૌલિક ગ્રન્થ તેમણે તૈયાર કર્યો છે, તેમાંથી અધ્યાત્મવિદ્યાના હજારો સાધકો સ્ફુરણા અને જ્ઞાન મેળવશે તેમાં અમને જરા પણ શક નથી.

સંતોની પરંપરા હજી આ દેશમાં ચાલુ જ રહી છે. ઈશ્વરે આ સમૃદ્ધિ હજી ભારતવર્ષને આપી છે અને જગતના કોઈ પણ દેશ કરતાં આ વિષયમાં આ દેશ સૌથી વધુ ભાગ્યશાળી છે, એમ કહીએ તો ખોટું નહિ લેખાય. વેદાંતની વાતોનો રસ તો જ્યાં જોઇએ

ત્યાં છે, પણ દેહભાવ અને જીવભાવ મૂકી વર્ષોનાં વર્ષો–આત્મભાવમાં જીવન ગાળતાં તેમાં રમણતા કેમ આવે છે એની પ્રતીતિ શ્રી રમણ આશ્રમમાં જનારને થાય છે. કેટલાક અરીસા માણસને જાડો કે પાતળો દેખાડી રમૂજ કરાવે છે, પણ અહીં જ્ઞાનદર્પણમાં ઊંચામાં ઊંચો ભાવ ઉપર તરી આવે છે. સંતોની દૃષ્ટિ અમૃતમય હોય છે, એવો અનુભવ શ્રી રમણ મહર્ષિ પાસે જતાં થાય છે. તેમનું જીવન અને તેમનો બોધ યાદ કરવાથી અનેક જિજ્ઞાસુઓ બળ મેળવી શકે છે. તેમનો બોધ એટલો સરળ અને સચોટ છે કે તૈયાર થયેલા હૃદયને ઘણા વેગથી અનુભવના માર્ગે આગળ લઈ જઈ શકે છે.

જગત ઉપર ઉપકાર થાય એવું જીવન અને પ્રવૃત્તિ શ્રી રમણ મહર્ષિ અને સ્વામી માધવતીર્થજી બન્નેનાં છે. એમની પ્રસાદીરૂપ આ પુસ્તક વાચકબંધુઓ સમક્ષ રજૂ કરવાનું સદ્ભાગ્ય આ સંસ્થાને પ્રાપ્ત થયું છે, એ અમારે માટે આનંદની વાત છે.

મુંબઈ,
તા. ૨૧–૧૦–૪૪

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટનાં ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)




# લેખકની પ્રસ્તાવના

માણસના જીવનમાં ચાર પ્રકારનાં સુખ છે. ૧. શરીરનું સુખ, ૨. પ્રાણનું સુખ, ૩. મનનું સુખ અને ૪. આત્માનું સુખ. એ સુખ મેળવવાના પુરુષાર્થને અર્થ, કામ, ધર્મ અને મોક્ષ કહે છે. ધર્મ પ્રમાણે અર્થ અને કામ મેળવાય તો મોક્ષનો રસ્તો નીકળી શકે તેથી આપણાં શાસ્ત્રોમાં ધર્મને પહેલો મૂકવામાં આવેલો છે અને ધર્મ પ્રમાણે અર્થ અને કામ ન મેળવાય તો પશ્ચિમના દેશોની જે પશુ જેવી સ્થિતિ છે તેવી સ્થિતિ થાય છે. ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થથી પહેલાં ત્રણ સુખ મળે છે પણ તે અનિત્ય છે, તેથી ચોથા પુરુષાર્થને મુખ્ય પુરુષાર્થ તરીકે માનવામાં આવેલો છે. મોક્ષ એટલે આત્યંતિક દુઃખનિવૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિ. તેના મુખ્ય સાધન તરીકે ચંચળ મનને વશ કરતાં શીખવુ જોઇએ. મનને વશ કરવાના બે મુખ્ય સાધન અભ્યાસ અને વૈરાગ્ય છે. આ બન્ને માટે કેટલીક ઉપયોગી સમજૂતી આ પુસ્તકમાંથી મળી શકે તેમ છે. જેઓને જ્ઞાન થયુ હોય પણ તે દૃઢ થયું ન હોય અને તેમાં નિષ્ઠા અથવા સ્થિતિ બંધાઈ ન હોય તેમને પણ નિષ્ઠા કરવા માટે આ પુસ્તક ઉપયોગી થાય તેવું છે.

તત્ત્વજ્ઞાનના વિચારથી ઘણા ખોટા સંકલ્પો ઓછા થઈ જાય છે અને છેવટે અનુભવની દશામાં તત્ત્વજ્ઞાનના વિચાર પણ જતા રહે છે.

તત્ત્વજ્ઞાનનું પ્રયોજન અવિદ્યાની નિવૃત્તિ અને આનંદની પ્રાપ્તિ કરાવવામાં છે. તેથી જ્ઞાન માટે જ્ઞાની માણસોનો પરિચય કરવો જોઇએ. તેમની સાથે થોડો વખત અથવા બની શકે તો વધારે વખત રહેવું જોઇએ.

કોઈ જગ્યાએ છીપ પડી હોય તેમાં રૂપાનું જ્ઞાન થાય તેને ભ્રાંતિ કહે છે. જ્યારે ભ્રાંતિ નીકળી જાય અને છીપ જ છે એવું જ્ઞાન થાય ત્યારે માત્ર છીપનો પ્રત્યય રહે છે. પછી બીજો પ્રત્યય ઉત્પન્ન થતો નથી. એવું બને ત્યારે છીપનું જ્ઞાન બરાબર થયું કહેવાય. તે દૃષ્ટાંત પ્રમાણે બ્રહ્મમાં જગતનું જ્ઞાન થાય તેને ભ્રાંતિ કહે છે. જ્યારે ભ્રાંતિની નિવૃત્તિ થાય ત્યારે માત્ર બ્રહ્મ પ્રત્યય રહે છે. એ પ્રત્યય સતત રહે ત્યારે નિષ્ઠા થાય છે. એવી નિષ્ઠા ન થાય ત્યાં સુધી અભ્યાસ અને વૈરાગ્યની જરૂર રહે છે. નિષ્ઠા એટલે આત્મામાં સ્થિતિ અને આત્મામાં રમણતા. અમુક સાધુની દશા કેવી છે તે તેના પોતાના જ્ઞાનનો અને તેના પોતાના અનુભવનો વિષય હોવાથી બહારના માણસો તે દશા બરાબર સમજી શકતા નથી. છતાં ઉપલક દૃષ્ટિએ જોતાં કોઈમાં વૈરાગ્ય વધારે હોય છે અને તેને શાસ્ત્રોનો અભ્યાસ કરવો ગમતો નથી. કોઈમાં અભ્યાસ સારો હોય છે અને અભ્યાસના જોરથી તે માયાની અસર લાગવા દેતા નથી એમ કહે છે તેથી તે બહુ વૈરાગ્યને માન આપતા નથી. કોઈમાં અભ્યાસ અને વૈરાગ્ય બન્ને હોય છતાં નિષ્ઠા થઈ હોતી નથી. અભ્યાસ, વૈરાગ્ય અને નિષ્ઠા એ ત્રણે જે સાધુમાં સારા પ્રમાણમાં હોય તેવાનાં દર્શન આ કાળમાં થવા દુર્લભ છે. છતાં જેમની જિજ્ઞાસા બહુ હોય તેમને કોઈ વખતે એવા સંત મળી શકે છે.

નિષ્ઠાને માટે બહુ પુરુષાર્થની જરૂર રહે છે. તેની કિંમત પણ ઘણી છે. શુકદેવજી જ્યારે ઋષિમુનિઓની સભામાં પધાર્યા ત્યારે બધાએ ઊભા થઈને તેમને માન આપ્યું હતું. તે તેમની નિષ્ઠા માટે હતુ. નિષ્ઠાનો ખરો અર્થ જાણવો હોય તો શ્રીમદ્ ભગવદ્ ગીતામાં બીજા અધ્યાયમાં જ્યાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ આપવામાં આવેલ છે અને ૧૪ મા અધ્યાયમાં જ્યાં ગુણાતીતનાં લક્ષણ આપવામાં આવેલ છે ત્યાં મળી શકે છે. તે દશાને જીવન્મુક્તિ પણ કહે છે.

નિષ્ઠાવાળા જીવન્મુક્ત પણ બે પ્રકારના હોય છે. ૧. વ્યવહારમાં રહેતા છતાં નિષ્ઠા જાળવી રાખનાર, જેવા કે રામ, કૃષ્ણ, જનક વગેરે અને ૨. વ્યવહારમાં ઉપરામ વૃત્તિ રાખીને રહેનાર જેવા કે શુક, સનકાદિ. બન્ને પ્રકારના નિષ્ઠાવાળાને કોઈ જાતની કામના હોતી નથી. તેઓ નિરંતર અદ્વૈતભાવે રહે છે એટલે કે સતત બ્રહ્માકાર વૃત્તિથી રહે છે.

હાલનો કાળ એવો વિષમ છે અને વ્યવહાર એવો કઢંગો થઈ ગયેલો છે કે અદ્વૈત ભાવે અથવા બ્રહ્મ ભાવે વ્યવહાર કરી નિષ્ઠા જાળવવી એ ઘણું અઘરું કામ છે, લગભગ અશક્ય જેવું છે. આત્મજ્ઞાન મેળવવું એ જ મુશ્કેલ છે અને તેમાં નિષ્ઠા કરવી એ વધારે મુશ્કેલ છે. છતાં કોઇ પણ રીતે કોઈ મહાત્મા એવી દશા પ્રાપ્ત કરી શકે તો તે અતિ પૂજ્ય અને વંદનીય છે. ભગવાન ગીતામાં કહે છે કે, હજારો મનુષ્યોમાં કોઇક જ આ માર્ગે પ્રયત્ન કરે છે અને તેમાં પણ કોઇક જ મને બરાબર જાણી શકે છે. વ્યવહારમાં દ્વૈતભાવ ક્ષણે ક્ષણે આવી જવાનો સંભવ છે. તેથી વ્યવહાર અને પરમાર્થનો મેળ કરવો એ ઘણા સાધુઓને મુશ્કેલ લાગે છે. લોકસેવાનો અર્થ પરમાર્થ કરીએ તો તેવો પરમાર્થ કેટલાક કરી શકે છે પણ પરમાર્થનો અર્થ અદ્વૈત જ્ઞાનપૂર્વક વ્યવહાર એવો કરીએ તો તે કામ બહુ મુશ્કેલ છે. સમાજસેવામાં એક અપૂર્ણ માણસનો સંબંધ અપૂર્ણ સમાજ સાથે થાય છે. તેનાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે પણ જ્ઞાન થયા પછીનો વ્યવહાર પૂર્ણના સંબંધનો પરિચય આપે છે. તેવો પરિચય અજ્ઞાન દશામાં થતા વ્યવહારમાં મળી શકતો નથી.

મહાત્મા ગાંધીજી વ્યવહારમાં આત્મનિષ્ઠા કેળવવાનો પ્રયત્ન કરે છે પણ તે ભાવપૂર્વક તે બધો વ્યવહાર કરી શકતા નથી. તેથી તે સત્યના પ્રયોગ કરે છે. તેમનું સાધન હજુ પ્રયોગની દશામાં છે. છતાં એવા અઘરા પ્રયોગ માટે જે સાહસ કરે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. કરોડો માણસો કે જે સામાન્ય પ્રકૃતિમાં રહેલા છે અને જ્ઞાનની પહેલી ભૂમિકાએ

પણ ચડી શક્તા નથી તેમની દૃષ્ટિએ જોતાં મહાત્મા ગાંધીજી જરૂર આગળ વધેલા મહાપુરુષ છે.

હાલના કાળમાં, વ્યવહાર સાથે પણ આત્મનિષ્ઠા રાખી શકાય એવો ભાવ કેળવવા માટે એક નવા પ્રકારનો યોગ દક્ષિણમાં પોંડીચેરીમાં શ્રી અરવિંદના આશ્રમમાં સાધવામાં આવે છે, તે પણ હજી પ્રયોગની દશામાં છે. કેટલો વ્યવહાર ત્યાં અદ્વૈતભાવે થઇ શકે છે તે બરાબર કોઇ જાણી શકતું નથી, કારણકે ત્યાં મૌન અને ગુપ્તતા બહુ રાખવામાં આવે છે. તેથી તે આશ્રમ માટે કોઈ ચોક્કસ માન્યતા બાંધી શકે તેમ નથી. શ્રી અરવિંદના યોગનો મુખ્ય હેતુ વ્યવહારમાં પણ આત્મનિષ્ઠા રાખી શકાય તેવી શક્તિ કેળવવાનો છે. આ પ્રયોગને ઘણાં વર્ષ થયાં છે, તે ક્યારે પૂરો થશે તે કોઇ કહી શકે તેમ નથી. શ્રી અરવિંદ કહે છે કે તેમનો પૂર્ણયોગ એ આત્મનિષ્ઠાની સાધનામાં તદ્દન નવુ સાહસ છે. વળી તે પ્રયોગ એકાંતમાં રહીને અને મૌન વધારે રાખીને કરવામાં આવે છે તેથી તેમાંથી શુક અથવા સનકાદિના જેવી નિવૃત્તિમાર્ગની નિષ્ઠા થઈ શકે પણ રામ, કૃષ્ણ કે જનક જેવી દશા તે યોગને અંતે નીકળશે કે કેમ તે કહી શકાય તેનુ નથી. તે બાબતની કેટલીક હકીકત છઠ્ઠા પ્રકરણમાં આપવામાં આવેલી છે.

નિવૃત્તિપરાયણ રહીને આત્માની નિષ્ઠા જેમણે કેળવેલી હતી એવા બેત્રણ સંતપુરુષ અમારા જોવામાં આવ્યા છે. તેમાં એક કાઠિયાવાડમાં જેતપુર પાસે.પીઠડિયામાં સ્વામીશ્રી નિત્યાનન્દજી હતા. તેમનો પરિચય અમને લગભગ ચાર વર્ષ સુધી રહ્યો હતો. તેના પરિણામે તેમના અનુભવનું પુસ્તક "નિત્ય પ્રસાદ" પ્રસિદ્ધ કરેલું છે.

નિષ્ઠાવાળા બીજા એક મહાત્મા શ્રી રમણ મહર્ષિ હાલમાં દક્ષિણ હિંદમાં તિરુવન્નમલાઈમાં રહે છે. અમને તેમની પાસે જવાનો પ્રસંગ સને ૧૯૪૪ના ઓગસ્ટમાં સાંપડ્યો હતો. મહર્ષિ કહે છે કે અનુભવી પુરુષોની દૃષ્ટિમાં તત્ત્વજ્ઞાન, મનોનાશ અને

વાસનાક્ષય એક સાથે જ થઈ જાય છે. પછી તેવા જ્ઞાની પુરુષને માટે કર્તવ્યબુદ્ધિથી કાંઈ કર્તવ્ય નથી. ગીતાના ત્રીજા અધ્યાયમાં પણ કહેલું છે કે तस्य कार्यं न विद्यते । મહર્ષિ કહે છે કે સ્વપ્નમાંથી જાગ્યા પછી સ્વપ્નના માણસોને મદદ કરવાની ઇચ્છા રહેતી નથી. બીજાને મદદ કરવાના વિચારમાં જ ભેદ ઉત્પન્ન થાય છે અને જ્યાં ભેદ છે ત્યાં અજ્ઞાન છે. છતાં બીજાનું કલ્યાણ કરવાના વિચાર વગર મહાત્માઓ દ્વારા બીજાનું કલ્યાણ થયાં કરે છે. વળી, જ્ઞાની પુરુષોમાં સ્વરૂપનો આનંદ એકસરખો રહે છે. તેમાં રાજાના સુખ જેવી અને ગરીબના સુખ જેવી તારતમ્યતા નથી.

નિષ્ઠાની દશામાં બંધ અને મોક્ષની કલ્પના પણ બની શકતી નથી. જીવન્મુક્તિ અને વિદેહમુક્તિનો ભેદ પણ બની શકતો નથી. નિષ્ઠાવાળાની ભૂમિકા નીચી આવી જતી નથી. જ્ઞાન બરાબર થયા પછી ભૂમિકાની ચડઊતર રહેતી નથી. જ્ઞાનીને સ્વરૂપવિશ્રાંતિ રહે છે. એવો શ્રી રમણ મહર્ષિનો મત છે. એ વાત તેમણે તેમના ૫૦ વર્ષના અનુભવથી કહેલી હોવાથી માની શકાય તેવી છે. તે કહે છે કે સાધકને માટે જે સાધન હોય તે સિદ્ધના સ્વરૂપમાં અને સ્વભાવમાં સહજ આવી જાય છે. ગીતામાં અમાનિત્વમ્ અદંભિત્વમ્ વગેરે કહેલું છે તેને જ્ઞાન કહેલું છે, એટલે એ જ્ઞાન જ્ઞાનીનું સ્વરૂપ થઈ જાય છે. ઉપનિષદમાં એક ઠેકાણે એમ કહેલું છે કે તપથી બ્રહ્મને જાણવું, પછી તે જ જગાએ એમ કહેલું છે કે તપને બ્રહ્મ જાણો. એટલે સાધન પણ બ્રહ્મરૂપ થઈ જાય છે, એટલે કે તપ એ બ્રહ્મજ્ઞાનીનો સ્વભાવ થઈ જાય છે. જ્ઞાન થયા પછી કોઈ પણ પ્રકારનું દ્વૈત રહેતું નથી તો પછી નિષ્ઠા થયા પછી શી રીતે રહે ? એ દશાને પદાર્થાભાવિની કહે છે.

આ પુસ્તકમાં ૧૫૫ મે પાને એક "ગોળના ગણપતિ"-નું દૃષ્ટાંત આપવામાં આવેલ છે. એ દૃષ્ટાંત મહર્ષિને બહુ ગમે છે. તે એક દૃષ્ટાંત બરાબર સમજાય તો તેનાથી લોકસેવાનું

રહસ્ય, ભક્તિમાર્ગમાં શરણાગતિનું રહસ્ય અને જ્ઞાનમાર્ગમાં જે ભેદનો નિષેધ કહેલો છે તેનું રહસ્ય બરાબર સમજી શકાશે. જેણે ભગવાનનો સાક્ષાત્કાર કરેલ છે તેને ભગવાનથી ભિન્ન જીવ-જગત રહેતાં નથી. જો યાચના કરનાર સેવક ભગવાનથી ભિન્ન રહે તો દ્વૈતાપત્તિ થાય માટે ભગવાનથી ભિન્ન પોતાને અને સમષ્ટિ-વ્યષ્ટિ જગતને ન ભાળવા તે જ સહજ સ્થિતિ, તે જ સમાધિ અને તે જ ભક્તિ છે.

નિષ્ઠાવાળા અને નિષ્ઠા વગરના જ્ઞાનીમાં ખાસ ફેર એ હોય છે કે પહેલા પ્રકારના જ્યારે વાત કરે છે ત્યારે તેમાં હું અને મારું વારંવાર આવતું નથી, એ ભાગ્યે જ સંભળાય છે. અહંકાર ગયો કે તરત જીવ-બ્રહ્મની એકતા થાય છે. બીજા પ્રકારના જે હોય છે તેમાં અહંકારની વાત બહુ આવે છે. એ કારણને લઈને બન્નેની આંખમાં અને દૃષ્ટિમાં પણ ફેર હોય છે. જેને અભ્યાસ હોય તે તે જાણી શકે છે. આ બાબતમાં સાધકોને કાંઈક સમજણ પડે તેટલા માટે અહીં નિષ્ઠાવાળા એક સંતનો પરિચય આપેલ છે.

ગુજરાતના ઘણા માણસો શ્રી રમણાશ્રમમાં સત્સંગ માટે આવે છે. તેઓ કહે છે આવા આશ્રમો ગુજરાતમાં અથવા કચ્છ-કાઠિયાવાડમાં હોય તો કેવું સારું! એવી સગવડ હોય તો આટલે દૂર સુધી ટ્રેનની અગવડ ભોગવીને આવવાની જરૂર રહે નહિ. એ વાત કેટલેક અંશે સાચી છે. ગુજરાતમાં ધનવાન માણસો છે, તેઓ ધારે તો એવા આશ્રમો કાઢી શકે, પણ તેમાં ઘણાનું ધ્યાન વેપાર વધારવા તરફ છે. લક્ષ્મી એ તેમનું ધ્યેય છે. જેઓ પોતાની જરૂરિયાત વધારી મૂકે છે તેમનું ધ્યાન આત્મજ્ઞાન તરફ બરાબર લાગતું નથી. આત્મજ્ઞાનની જરૂર લાગશે ત્યારે તેવા આશ્રમો પણ થશે.

એ પણ સાથે યાદ રાખવા જેવું છે કે નિષ્ઠાવાળા સંત પુરુષો બહુ વિરલ હોય છે. તેથી એવા સંત હોય ત્યાં લોકો અગવડ વેઠીને પણ સત્સંગ માટે જાય છે. એવા બે સંત

હાલમાં દક્ષિણમાં છે. એક પોંડીચેરીમાં શ્રી અરવિંદ અને બીજા તિરુવન્નમલઈમાં શ્રી રમણ મહર્ષિ. બીજા એવા નિષ્ઠાવાળા સંત જરૂર છે પણ તે બહુ પ્રસિદ્ધ થયા નથી.

મુંબઈમાં ઘણા લક્ષાધિપતિ છે. છતાં સાધુસંન્યાસીઓને એકાન્તમાં રહેવા માટે ત્યાં કોઈ સારો આશ્રમ જોવામાં આવતો નથી. એ મુંબઈને માટે એક ખોટ છે એમ કહી શકાય. કોઈ આગેવાન આ બાબત ધ્યાન ઉપર લઈને પ્રયત્ન કરે તો સાધુસંન્યાસીઓ ત્યાં વધારે પ્રમાણમાં આવે અને રહી શકે અને ઘણાને આધ્યાત્મિક લાભ મળે તેવું છે. શ્રી રમણાશ્રમમાં એક ગુજરાતી બહેન સત્સંગ માટે આવ્યાં હતાં. તેમની સાથે વાતચીત થતાં એમ લાગ્યુ કે બહેનો માટે પણ એવા આશ્રમની જરૂર છે. ઘણી વિધવા બ્હેનોને એકાંતમાં રહી ભક્તિ કરવાની ઇચ્છા થાય છે પણ તેમને માટે એવુ કોઈ સ્થળ નથી. તેઓને કુટુંબો વચ્ચે વ્યવહારની વાતો વચ્ચે પરાણે રહેવુ પડે છે. જૈન ધર્મની બહેનો માટે એટલે સાધ્વીઓ માટે ઉપાશ્રય ઘણે ઠેકાણે છે પણ વેદધર્મની બહેનો માટે એવી કોઈ સગવડ નથી. સ્ત્રીઓ એકાંતમાં ભક્તિ કરી શકે તેવા આશ્રમ તેમને માટે હોય તો તેઓ જ્ઞાન મેળવી બીજી બહેનોને જ્ઞાન આપી શકે. ભવિષ્યની પ્રજા સ્ત્રીઓના ઉદરમાં તૈયાર થવાની છે, તેથી અધ્યાત્મ વિદ્યાની જેટલી જરૂર પુરૂષો માટે છે તેટલી જરૂર સ્ત્રીઓ માટે પણ છે. સમાજનું આવુ એક મુખ્ય અંગ કાચું રહી જાય તો સમાજ આગળ વધી શકે નહિ.

જેઓને કોઇ જગાએ આશ્રમ કરવાની વૃત્તિ હોય તેમણે તે આશ્રમનું વાતાવરણ આધ્યાત્મિક ભાવવાળું શી રીતે રાખવું તે જાણવું હોય તો તેને માટે શ્રી રમણાશ્રમ એ એક આદર્શ નમૂનો છે. અહીં જે રીતે આખો દિવસ શાંતિથી ગાળવામાં આવે છે તે રીત બીજા આશ્રમોમાં દાખલ કરવા જેવી છે.

શ્રી રમણાશ્રમમાં અમે જેટલો વખત રહ્યા તેટલા વખતમાં જે સત્સંગની વાતો ત્યાં ટૂંકામાં થઈ હતી તેનું રહસ્ય વધારે

વિગતથી લખી શકાય તો જિજ્ઞાસુઓને વધારે ઉપયોગી થાય એવા હેતુથી આ નાનું પુસ્તક તૈયાર કરેલ છે આ પુસ્તક કૉલેજના વિદ્યાર્થીઓને પણ ઉપયોગી થાય તેવું છે.

મહર્ષિનો મુખ્ય સિદ્ધાંત અજાતવાદ છે. અજાતવાદ એટલે કાંઈ ઉત્પન્ન થયું નથી, તેથી કાંઈ બનતું નથી, કાંઈ સુધરતું નથી અને કાંઈ બગડતું નથી. આ સિદ્ધાંત વેદાન્તની છેવટની ભૂમિકાનો છે. તે બરાબર સમજાવવાળા થોડા સાધુઓ મળે છે અને તે બરાબર સમજવાવાળા પણ બહુ થોડા જિજ્ઞાસુઓ હોય છે ગુજરાતમાં એવાની બહુ ખામી છે. એ સિદ્ધાંત ટૂંકામાં આ પુસ્તકના ૧૫ મા પ્રકરણમાં (પાનું ૧૪૭) આપેલો છે. બીજા પ્રકરણોમાં પણ તેની ઝાંખી થઈ શકે તેવું છે. તે સમજાવવામાં કેટલાક સંસ્કૃત શબ્દો અનિવાર્ય વાપરવાની જરૂર પડે છે તેથી વાંચનારાઓને કોઈ જગ્યાએ મુશ્કેલી લાગશે પણ જો તેઓ ઉત્સાહપૂર્વક તે સમજવાની મહેનત કરશે અને જે ભાગ ન સમજાય તે માટે કોઈ જ્ઞાની પુરુષ પાસે જઈ રૂબરૂ ખુલાસો મેળવી લેશે તો ઘણી શંકાઓ દૂર થઈ જશે.

મહર્ષિના જીવનના પરિચય માટે અને તેમના ઉપદેશ માટે કેટલાંક અંગ્રેજીમાં, હિંદીમાં અને ગુજરાતીમાં પણ પુસ્તકો પ્રસિદ્ધ થયેલાં છે અને તે "શ્રી રમણાશ્રમ, તિરુવન્નમલઈ" એ સરનામે મળી શકે છે.

'ઉત્થાન' કાર્યાલય,<br>ગેણાગેટ, મકરપુરારોડ;<br>વડોદરા. — સ્વામી માધવતીર્થ

# અનુક્રમણિકા



## શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૭ | મને હતો | હતો, મને |
| ૫૩ | ૨૦-૨૧ | વિદ્યામય | વિજ્ઞાનમય |
| ૭૦ | ૨૧ | તો | તે |

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# ગ્રંથોનું સૂચીપત્ર

## ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| | |
|---|---|
| સંપૂર્ણ મહાભારત દળદાર ૭ ગ્રંથોમાં | ૪૫–૦ |
| ઉપનિષદો–૧૧૨, બે ગ્રંથમાં | ૪–૦ |
| મહાભારતનું શાંતિપર્વ | ૭–૮ |
| માનસ રામાયણ–બે ગ્રંથમાં | ૭–૦ |
| તુલસીકૃત રામાયણ ... | ૭–૮ |
| વાલ્મીકિ રામાયણ ... | ૬–૮ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ | ૧૨–૦ |
| દત્ત–પરશુરામ ... ... | ૨–૦ |
| શ્રીમદ્‌ભાગવત–બે ગ્રંથમાં | ૮–૦ |
| ભગવતી(દેવી)ભાગવત | ૬–૦ |
| મનુસ્મૃતિ ... ... ... | ૩–૦ |
| પાતંજલ યોગસૂત્ર ... | ૧–૦ |
| જ્ઞાનયોગ ... ... ... | ૦–૧૨ |
| આખ્યાનમાળા–બે ગ્રંથમાં | ૬–૦ |
| વૈદિક વિનય ... ... | ૩–૧૨ |
| મહાભારત મંજરી ... | ૩–૦ |
| હું કોણ ?... ... ... | ૨–૦ |
| અષ્ટાવક્રગીતા ... ... | ૦–૮ |
| અવધૂતગીતા ... ... | ૧–૦ |
| આત્મરામાયણ ... ... | ૦–૧૨ |
| જીવન્મુક્તિવિવેક... ... | ૧–૪ |
| ઉપદેશસારસંગ્રહ ... | ૧–૮ |
| સુબોધરત્નાકર ... ... | ૧–૮ |
| હૃદયતરંગ ને બ્રાહ્મણની ગૌ | ૧–૦ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર | ૦–૮ |
| વિદુરનીતિ ... ... | ૦–૧૨ |
| વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા | ૦–૪ |
| વિષ્ણુસહસ્રનામાવલિ દર્શન | ૦–૬ |
| પરમાનંદની પ્રાપ્તિ ... | ૧–૮ |
| વિષ્ણુસહસ્રનામ ... | ૦–૨ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા | ૪–૦ |
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા–નીલકંઠી | ૧–૧૦ |
| શ્રીભગવદ્‌ગીતા–આ. ૧૮ મી | ૦–૮ |
| શ્રીભગવદ્‌ગીતા–આ. ૨૦ મી | ૦–૪ |
| શ્રીપંચરત્નગીતા–(શ્રીધરી) | ૧–૧૦ |

## સંતવાણી તથા ઉપદેશો

| | |
|---|---|
| પરમસુખી થવાના ઉપાય | ૨–૦ |
| અખાની વાણી ... ... | ૩–૦ |
| દીવાને સાગર ... ... | ૪–૮ |
| પ્રીતમદાસની વાણી ... | ૨–૮ |
| ભજનસાગર ... ... | ૨–૮ |
| ગુજરાતની ગઝલો ... | ૧–૦ |

| | |
|---|---|
| તુકારામ ગાથા–બે ગ્રંથમાં | ૬–૦ |
| દાસબોધ ... ... ... | ૨–૮ |
| સ્વામી રામતીર્થના ઉપદેશો | ૨–૮ |
| " " સદુપદેશો ઇ૦ | ૨–૮ |
| રામકૃષ્ણકથામૃત ... | ૫–૦ |
| સ્વામી વિવેકાનંદના ઉપદેશો | ૨–૪ |
| " " ભક્તિયોગ | ૧–૮ |
| પાતંજલયોગ ને જ્ઞાનયોગ | ૨–૦ |
| तुकाम्हणे:– ... ... | ૦–૫ |
| પ્રભુમય જીવનનું રહસ્ય | ૧–૦ |

## બાળોપયોગી

| | |
|---|---|
| ભારતીય નીતિકથાઓ... | ૦–૮ |
| સુબોધક નીતિકથા ... | ૦–૮ |
| સદ્ગુણી બાળકો ... | ૦–૪ |
| બાળસદ્બોધ .. ... | ૦–૪ |
| બાળકોની વાતો–ભાગ ૧, ૨ | ૦–૧૧ |
| બિરબલ અને બીજા ... | ૧–૮ |

## સંતપુરુષોનાં ચરિત્રો

| | |
|---|---|
| મહર્ષિ દયાનંદ ... | ૧–૦ |
| સ્વામી સહજાનંદ ... | ૦–૧૨ |
| ગુરુ નાનક ... ... | ૦–૬ |
| બુદ્ધચરિત્ર ને સંતપુરુષો | ૨–૦ |
| રામકૃષ્ણ પરમહંસ–ચરિત્ર | ૨–૮ |
| સ્વામી વિવેકાનંદ ... | ૩–૦ |
| સ્વામી રામતીર્થ–ચરિત્ર | ૩–૦ |
| સંત તુકારામ ... ... | ૨–૮ |
| ચૈતન્ય મહાપ્રભુ–ત્રણ ગ્રંથ | ૬–૮ |
| જ્ઞાનેશ્વર અને એકનાથ | ૨–૮ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ અને શિવાનંદનાં ચરિત્રો | ૧–૬ |
| શ્રીરામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો | ૧–૦ |
| સરયુદાસજી, ભૂધરભક્ત અને જાનકીદાસજી | ૦–૧૦ |
| ભક્તચરિત્ર ... ... | ૨–૮ |
| મહાવીર–ચરિત્ર... ... | ૦–૬ |
| આદર્શ ચરિત્રસંગ્રહ–બે ગ્રંથ | ૪–૪ |
| મુસ્લિમ મહાત્માઓ ... | ૨–૪ |
| હિંદના આચાર્યો–છપાય છે. | |
| તૈલંગ સ્વામી ... ... | ૦–૪ |

## સ્ત્રીઉપયોગી ગ્રંથો

| | |
|---|---|
| ભારતની દેવીઓ–ત્રણ ગ્રંથમાં | ૯–૦ |
| દયાળુ માતા ને સદ્ગુણી પુત્રી | ૦–૮ |
| ટૂંકી વાર્તાઓ–ભાગ ૧ લો | ૨–૮ |
| " –ભાગ ૨ જો | ૨–૮ |
| " –ભાગ ૫મો | ૨–૮ |
| " –ભાગ ૬ ઠ્ઠો | ૨–૮ |
| સ્વર્ગનું વિમાન... ... | ૨–૦ |
| સ્વર્ગની કૂંચી ... ... | ૨–૦ |
| સાચું સ્વર્ગ ... ... | ૨–૦ |
| સ્વર્ગનો ખજાનો... ... | ૨–૦ |
| સ્વર્ગનો પ્રકાશ ... ... | ૨–૦ |
| સ્વર્ગની જિંદગી ... | ૨–૦ |
| સંસારમાં સ્વર્ગ ... | ૨–૦ |

- સ્વર્ગનો આનંદ ... ૨-૦
- સ્વર્ગની સીડી ... ૨-૦
- સ્વર્ગની સડક ... ... ૨-૦

**ઐતિહાસિક ને સાહિત્ય**

- સાહિત્યપ્રારંભિકા ... ૧-૦
- કચ્છની લોકવાર્તા ... ૨-૦
- ભારતના વીરપુરુષો ... ૧-૪
- વીર દુર્ગાદાસ ને મારુ સરદારો ૧-૦

**ઉત્સાહ ને ચેતનાપ્રેરક**

- સંસારમાં સુખ ક્યાં છે ? ૧-૦
- સુબોધ કથાસાગર ... ૨-૦
- આગળ ધસો ... ... ૨-૮
- ભાગ્યના સ્રષ્ટાઓ ... ૨-૮
- સુખી જીવનનાં સાધન ૧-૮
- આદર્શ દૃષ્ટાંતમાળા-ભાગ ૧,૨ ૪-૦
- કુતૂહલખાનું ... ... ... ૩-૦
- શુભસંગ્રહ-ભાગ ૧, ૨, ને ૯ ૫-૪
- સોનેરી સૂચનો ... ... ૦-૪
- સુબોધ પુષ્પવાટિકા ... ૦-૫

**વૈદક ને વિજ્ઞાન**

- આર્યભિષક્ છપાય છે. ... ૬-૦
- ઔષધિ કલ્પલતા ... ૦-૧૨
- વૈદકસંબંધી વિચારો-ભા ૧,૨, ૩-૧૨
- આયુર્વેદ નિબંધમાળા-ભા ૧ ૨-૮
- ,, ,, ભાગ ૨જો ૧-૧૨
- આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ૦-૪
- આરોગ્ય ને ખોરાક ... ૧-૦
- હિંદના આર્થિક વિકાસની યોજના ૦-૮

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર, નદી જવાને રસ્તે, સેશન્સ કૉર્ટ પાસે, અમદાવાદ
અને કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ-૨

૨૧-૧૦-૪૪

# શ્રી રમણ મહર્ષિ

## તેમનો પરિચય અને બોધ

### ૧ : પરિચય

દક્ષિણહિંદુસ્તાનમાં શ્રી રમણ મહર્ષિ એ એક મહાન આત્મનિષ્ઠાવાળા સંત પુરુષ છે. તેમણે લગભગ ૫૦ વર્ષ સુધી એક જગ્યાએ રહીને નૈષ્ઠિક બ્રહ્મચર્યથી, તપથી, ધ્યાનથી, જ્ઞાનથી, મૌનથી અને વૈરાગ્યથી એવી દશા પ્રાપ્ત કરેલી છે કે જેવી આ કાળમાં પ્રાપ્ત કરવી ઘણાને મુશ્કેલ લાગે છે. તેમનું રમણાશ્રમ એ એક તીર્થનું સ્થળ થઈ પડેલ છે. અહીં વારંવાર હિંદુસ્તાનના બધા પ્રાંતોમાંથી અને બહારના દેશોમાંથી મુમુક્ષુઓ આવી આત્મજ્ઞાનના અઘરા પ્રશ્નોના ખુલાસા મેળવી શકે છે, જ્ઞાનની રીત પૂછી શકે છે અને તેમની પાસે ધ્યાનમાં બેસી તેમની નિષ્ઠાની અસર લઈ શકે છે.

શ્રી રમણ મહર્ષિના શરીરનો જન્મ સને ૧૮૭૯માં મદુરાથી ૩૦ માઈલ દૂર તિરુચુઝી ગામમાં થયો છે. વિદ્યાર્થી અવસ્થામાં તેમની સ્મરણશક્તિ બહુ તીવ્ર હતી. કોઈ પુસ્તક એકવાર વાંચતાં તેમને યાદ રહી જતું હતુ. પણ તેમને નિદ્રાની ટેવ ઘણી હતી. નિદ્રામાં હોવા છતાં ઊઠીને કાંઇ કામ કરી લેતા અને બહાર ચાલ્યા જતા તોયે તેમને ભાન રહેતુ નહિ. તેમનો સ્વભાવ નાની ઉંમરમાં રમતિયાળ હતો. તે જ્યારે

ઊંઘતા હતા ત્યારે તેમના કેટલાક મિત્રો રમતને ખાતર તેમને બીજે ઠેકાણે લઈ જતા પણ તેમને કાંઈ ભાન રહેતુ નહિ. તેમનુ મૂળ નામ વેંકટરામ હતુ ૧૬ મે વર્ષે વેંકટરામની જિંદગીમાં ધાર્મિક પરિવર્તન થવા લાગ્યુ તેની હકીકત તેમણે પોતે જ ટૂંકામા નીચે પ્રમાણે કહેલી છે —

"લગભગ ૧૬–૧૭ વર્ષની ઉમરે હું સારી તંદુરસ્તી ભોગવતો મને હતો, કોઈ પણ પ્રકારનું દરદ ન હતુ. એક દિવસ સવારે ઊઠતા મને એકદમ મરણની બીક લાગી મને લાગ્યુ કે હુ હમણાં મરી જઇશ, તેથી તે દિવસે હુ એકલો મારા ઓરડામા બેસી રહ્યો મે કોઈ દાક્તરને અથવા મિત્રને બોલાવ્યા નહિ મે મારા મનને પૂછ્યું –હવે મરણ આવ્યું છે, મારે હવે શુ કરવુ ? એમ વિચાર કરી મેં મારા હાથપગ, મડદાની માફક લાંબા કર્યા, મારા પ્રાણ બંધ કર્યા, પછી મેં મારા મનને કહ્યુ – આ શરીર હવે મરી ગયુ છે, તેને હવે સ્મશાને લઈ જવામાં આવશે અને બાળવામા આવશે પણ શરીરના મરણને હું જોઈ શકું છુ, તેથી હુ મરતો નથી. આ શરીર શાંત થઈ ગયું છે છતાં હુ મને એવો ને એવો શરીરથી જુદો અનુભવી શકું છું, તેથી હું આત્મા છું, હુ શરીર નથી અને આત્મા મરતો નથી. આ માત્ર મારા મનનો તર્ક નહોતો, આ તે વખતનો મારો સચોટ અનુભવ હતો. તે વખત પછી આ અનુભવ મને વારંવાર થતો હતો, આ અનુભવ પછી મરણની બીક મારે માટે હમેશને માટે જતી રહી આ અનુભવની અસર એવી થઈ કે મને મારા સગામા, મિત્રોમાં અને અભ્યાસમાં રસ રહ્યો નહિ, કેટલાક મને જ્ઞાની અને યોગી કહીને મારી મશ્કરી કરતા હતા પણ જ્યારે ફુરસદ મળે ત્યારે હુ આત્માના ધ્યાનમાં બેસતો."

આ પ્રમાણે શ્રી રમણ મહર્ષિએ પોતાને નાની ઉંમરમાં થયેલ આત્માનો અનુભવ સમજાવેલો છે. એ અનુભવને લઇને નિશાળના અભ્યાસમાંથી તેમનુ મન ખસી જવાથી તેમના કાકા અને ભાઈ તેમને ઘણો ઠપકો આપતા એક વખત તેમને ધ્યાનમાં

બેઠેલા જોઇ તેમના ભાઇએ તેમને કહ્યું: " તારે યોગી થવું હોય તો નિશાળના અભ્યાસનો અને બીજો નકામો ખર્ચ અમારા ઉપર શા માટે નાખે છે ?" આવાં મહેણાં વારંવાર સાંભળવાથી એક વખત વેંકટરામને ( શ્રી રમણ મહર્ષિને ) એવું લાગ્યું કે તેના ભાઈની વાત સાચી છે, તેથી સને ૧૮૯૬માં એક દિવસ તક જોઇ તે તિરૂવન્નમલઇ ગામે અરુણાચળ પર્વતની ગુફાઓમાં ગુપ્તપણે તપ કરવા ચાલી નીકળ્યા. બે-ત્રણ વર્ષ સુધી તેમના કુટુંબને તેમનો પત્તો લાગ્યો નહિ.

મદ્રાસ ઇલાકામાં આરકોટ જિલ્લામાં તિરૂવન્નમલઇ નામનું એક પવિત્ર તીર્થસ્થળ છે, ત્યાં અરુણાચળ નામનો એક પવિત્ર પર્વત છે. ત્યાં આ મહાત્મા સને ૧૮૯૬ માં ૧૭ વર્ષની ઉંમરે તપ કરવા ગયા છે. હજુ સુધી પણ તેઓ તે પર્વતની તળેટીમાં બંધાવેલા આશ્રમમાં રહે છે. આવા મહાત્માનું જીવન અને તેમનો ઉપદેશ આ માર્ગના જિજ્ઞાસુઓને ઉપયોગી હોવાથી આ પુસ્તકમાં ટૂંકામાં આપવામાં આવેલ છે.

પોતે શરીર નથી એવું ભાન વેંકટરામને સતત રહેતું હતું. તેથી દેહના ધર્મની પરવા તેમણે છોડવા માંડી, જનોઇ તોડી નાખી અને પાસે બે-ત્રણ રૂપિયા હતા તે ફેંકી દીધા. તેમને એમ લાગ્યું કે જે ભગવાન પશુપક્ષીની સંભાળ રાખે છે તે તેમની પણ સંભાળ રાખશે; તેથી શરીરની રક્ષાના વિચાર છોડી તેમણે મૌનઅને ધ્યાન વધારવા માંડ્યાં. પહેલાં તે અરુણાચલ પર્વતની તળેટીમાં આવેલ તિરૂવન્નમલઈ ગામમાં જ્યાં અરુણાચળનું મોટું મંદિર છે તેના એક ખૂણામાં આવેલી એક ગુફામાં રહેતા હતા. કોઈ વખતે જ્યારે બહાર આવતા ત્યારે તે ગામના કેટલાક છોકરાઓ તેમને ગાંડા માની તેમની તરફ પથરા નાખી તેમને પજવતા, પણ તેમણે પોતાની ધીરજ છોડી નહિ. પોતે ઘણા કલાકો સમાધિનો આનંદ ભોગવી શકતા હતા તેથી બહારની અગવડોની તેમણે દરકાર કરી નહિ. વખત જતાં તેમની ખ્યાતિ ધીરે ધીરે વધવા લાગી અને તેથી ભિક્ષા

મુશ્કેલી વગર મળવા લાગી કોઈ કોઈ માણસો તેમને વાચવા માટે વેદાન્તના ગ્રંથો આપી જતા હતા તેનો અભ્યાસ કરતા તેમને એમ લાગ્યુ કે જે અનુભવ તેમને સમાધિમા થતો હતો તે જ વેદાન્તના શાસ્ત્રોમા લખેલો છે તેમની માતૃભાષા તામીલ છે તેમનો અગ્રેજી અભ્યાસ ૬ ઠ્ઠા ધોરણ સુધીનો છે તે ઉપરાત પોતે સંસ્કૃત, તેલુગુ અને મલાયલમ ભાષા પણ પણ જાણે છે

ત્રણ વર્ષ પછી તેમના કુટુબીજન તેમને શોધી શકયા તેમના ભાઈ તેમને પાછા ઘેર લઇ જવા માટે આવ્યા પણ પોતે પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ તેમની મા તેડવા આવ્યા તો પણ પોતે પોતાની જગ્યા છોડી નહિ છેવટે તેમના મા અને ભાઇ તેમના આશ્રમમા આવીને રહ્યા તેમના મા સ્વરૂપાવસ્થ થયા છે, તેમના ભાઈએ સન્યાસ લીધો છે મહર્ષિની પ્રખ્યાતિ ધીરે ધીરે બહુ વધી અને ઘણા વિદ્વાનો પણ તેમના ઉપદેશ માટે તેમની પાસે આવવા લાગ્યા મહર્ષિ દરેકને તેમના અધિકાર પ્રમાણે ઉપદેશ આપતા અને દરેકને પોતાના હૃદયમાં ઊડા ઊતરવાનુ કહેતા એક વખત પીલાઈ નામના એક ગૃહસ્થે મહર્ષિને ૧૪ પ્રશ્ન પૂછ્યા, તેના જવાબમા તેમણે કહ્યુ કે — "તમે શરીર નથી, પ્રાણુ નથી, ઇન્દ્રિયો નથી, મન, બુદ્ધિ વગેરે નથી એ બાદ કરતા બાકી જે રહે તે તમારુ સ્વરૂપ છે, તે સચ્ચિદાનદ છે જ્યારે બધા દશ્યનો બાધ થાય છે ત્યારે સચ્ચિદાનદનો અનુભવ થાય છે દ્રષ્ટા અને દશ્ય એ રજ્જુ-સર્પના જેવુ છે જ્યાસુધી સર્પનો બાધ થતો નથી ત્યાસુધી રજ્જુનુ ભાન થતુ નથી તે જ પ્રમાણે જ્યાસુધી દશ્યનો બાધ નહિ થાય ત્યાસુધી સચ્ચિદાનદનો અનુભવ થશે નહિ

પીલાઇ—દશ્યનો બાધ કયારે થાય ?

મહર્ષિ—બધા વિચાર, બધી ક્રિયા અને બધા દશ્યનું કારણ મન છે, મન શાત થશે તો બધું શાત લાગશે જ્યારે મન બહાર ભમે છે ત્યારે જગત દેખાય છે, માટે મનને અદર વાળી હુ કોણ છુ ? એ પ્રશ્ન પોતે પોતાને પૂછવો એ પ્રશ્ન

પૂછશો એટલે મન શાંત થવા લાગશે, પોતાના અહંકારનો આત્મામાં લય કરવો એ ખરી ભક્તિ છે.

પીલાઇ—મનને સુધારવા માટે બીજા કોઈ ઉપાય છે કે નહિ ?

મહર્ષિ—પોતાના આત્માની શોધ સિવાય બીજા ઉપાય પૂરતા નથી. બીજા ઉપાયથી થોડી વાર મન શાંત થાય છે, પણ પાછું કૂદવા માંડે છે અને ચંચળ બને છે. તમે કોણ છો ? એ શોધ કરવા માટે જેમ જેમ તમે હૃદયમાં ઊંડા ઊતરશો તેમ તેમ મન અને વાસના ક્ષીણ થતાં જ જશે. જ્યારે શંકા ઊઠે ત્યારે શંકાનો જવાબ મેળવવા પ્રયત્ન ન કરનો પણ એ શંકા કોને થાય છે તેની શોધ કરો: બધા સંકલ્પોને તેના મૂળમાંથી કાઢી નાખવા એ ખરો વૈરાગ્ય છે.

પીલાઇ—ભગવાને આ જગતમાં આટલી ધાંધલ શા માટે રચી હશે. શું જે બને છે તે ભગવાનની ઇચ્છાથી બનતું નથી ?

મહર્ષિ—ભગવાન પરિપૂર્ણ છે. તેને કોઈ ઇચ્છા નથી.

જેમ સૂર્ય ઊગે છે ત્યારે માણસો પોતપોતાના કામે લાગી જાય છે તેમ ભગવાનની સત્તાથી બધું ચાલ્યા કરે છે પણ તેને પોતાને કોઈ જાતની ઇચ્છા નથી.

થોડા વખત પછી કાવ્યકાંત ગણપતિ શાસ્ત્રી નામના એક વિદ્વાન પુરુષ મહર્ષિ પાસે આવ્યા. તેમણે ઇતિહાસ પુરાણ, ઉપનિષદ વગેરેનો સારો અભ્યાસ કર્યો હતો. ગણપતિ શાસ્ત્રીએ મહર્ષિને કહ્યું કે "મેં ઘણો અભ્યાસ કર્યો છે પણ તપ શું કહેવાય તેની મને ખબર નથી."

મહર્ષિ—તમે કહો છો કે, 'મેં ઘણો અભ્યાસ કરેલો છે' તો એ 'મેં' શબ્દ ક્યાંથી ઊઠે છે તેની બરાબર શોધ કરી શકો તો તે મોટામાં મોટું તપ છે. જ્યારે આપણે કોઈ મંત્રનો જપ કરીએ ત્યારે તે અવાજ જ્યાંથી નીકળે છે ત્યાં જો મનને એકાગ્ર કરી શકીએ તો તે તપ છે.

આ જવાબથી તે શાસ્ત્રીને બહુ આનંદ થયો. તેમને એમ

લાગ્યું કે આ મહાત્માનો અનુભવ શાસ્ત્રો સાથે બરાબર મળતો આવે છે તેથી તે દિવસથી તેમણે તેમનું નામ "ભગવાનશ્રી રમણ મહર્ષિ" પાડયું અને પછી બધા તે નામથી તેમને ઓળખવા લાગ્યા ધીરે ધીરે શાસ્ત્રીજી અને મહર્ષિ વચ્ચે પ્રેમ વધવા લાગ્યો શાસ્ત્રીજીને મહર્ષિના અનુભવનો લાભ મળ્યો અને મહર્ષિને શાસ્ત્રીજીના શાસ્ત્રના જ્ઞાનનો લાભ મળ્યો

આત્મસાક્ષાત્કાર માટે મહર્ષિ ત્રણ સાધન બનાવે છે ૧ વર્માચરણ ૨ ઈશ્વર ઉપાસના અને ૩ પોતે કોણ છે તેની શોધ એ ત્રણેમા ત્રીજા સાધન ઉપર તે બહુ ભાર દે છે તે કહે છે કે "તમે તમારા મનને પાછુ વાળો, તેના મૂળની શોધ કરો, બધા વિચાર ક્યાથી ઉત્પન્ન થાય છે તેની તપાસ કરો, તે મૂળ જગ્યાએ આનંદમય, પ્રકાશમય આત્મા છે" આવી વાતો ઘણા માણસોએ કેટલેક ઠેકાણે સાભળેલ હોય છે, છતા તેનું સાધન બતાવવામા દરેક મહાત્મા પોતાના અનુભવ પ્રમાણે નવી નવી યુક્તિઓ બતાવે છે અને તે યુક્તિ કેટલાક જિજ્ઞાસુઓને માફક આવી જાય છે તેવીજ રીતે મહર્ષિ પણ પોતાના અનુભવની રીત બતાવે છે

જેમ જેમ મહર્ષિ જિજ્ઞાસુઓને આધ્યાત્મિક મદદ આપતા ગયા તેમ તેમ તેમની કીર્તિ વધવા લાગી તેથી શ્રીઅરુણાચળ પર્વત ઉપર રહેતા કેટલાક સાધુઓ તેમની અદેખાઈ કરવા લાગ્યા અને તેમને પજવવા લાગ્યા, પણ મહર્ષિ તેમના પ્રત્યે સમભાવ રાખતા હતા

તેમના માતુશ્રી કે જે થોડો વખત થયા ત્યા રહેતા હતા તેમનો ત્યા દેહાત થયો તેથી તેમને માટે એક સમાધિમદિર તળેટીમા બાધવામા આવ્યુ તે મદિરની પૂજાની સગવડ માટે અને મહર્ષિને મળવા આવનાર માણસોની સગવડ માટે ત્યા એક આશ્રમ બાધવામા આવ્યો તે આશ્રમના મકાનોમા મહર્ષિ અને તેમના થોડાક શિષ્યો રહેવા લાગ્યા

મહર્ષિને પૈસાની જરૂર પડતી નહોતી તેથી તે પૈસાને

અડકતા નહિ. તેમને ફક્ત ખાવાનું જોઈતું હતું અને તે મળી રહેતું હતું. પણ જેમ જેમ તેમની કીર્તિ વધી અને આશ્રમમાં આવનાર માણસોની સંખ્યા વધવા લાગી તેમ તેમ તે માણસોને રાખવાનો અને જમાડવાનો પ્રશ્ન ઉત્પન્ન થયો અને આશ્રમ માટે પૈસા આપવાવાળા પણ આવવા લાગ્યા. મહર્ષિએ તેમના શિષ્યોને કહ્યું કે જે આવે તે વાપરી નાખવું તોપણ કેટલાક ચોર અને લૂંટારાના મનનાં એમ લાગ્યું કે આશ્રમમાં પૈસા ઠીક છે. એક વખત ચોર આવી જે કાંઇ થોડુંઘણું મળ્યું તે લઇ ગયા. બીજી વખત ચોરો આવ્યા અને મહર્ષિને તેની ખબર પડી. મહર્ષિએ કહ્યું: "તેમને જે લેવું હોય તે લઇ જવા દો, આપણે આપણો ધર્મ પાળવો" છતાં ચોરો શાંત થયા નહિ. મહર્ષિએ ચોરોને કહ્યું: "અમે બધા આશ્રમની બહાર નીકળી જઇએ છીએ એટલે તમને વિઘ્ન થશે નહિ." ચોરોએ બત્તી માગી એટલે મહર્ષિએ તે લાવી આપી. તે પછી ચોરોએ એક શિષ્યના ખિસ્સામાં રહેલ દશ રૂપિયા અને બીજી ચીજો મળી લગભગ દશ રૂપિયાનો માલ લીધો. કેટલાક શિષ્યોએ મહર્ષિને કહ્યું: "આપ અમને રજા આપો તો અમે ચોરોને મારી પૂરા કરીએ." મહર્ષિએ કહ્યું: "નહિ, તમે તેમને મારો અને કોઇને લાગે અથવા કોઈ મરી જાય તો જગત તેમનો દોષ કાઢે નહિ પણ આપણો દોષ કાઢે; તેઓ અજ્ઞાનથી પોતાનો ધંધો કરે છે, આપણે આપણા જ્ઞાનથી આપણો ધર્મ સાચવવો જોઇએ." મહર્ષિ જ્યારે પર્વત ઉપર રહેતા હતા ત્યારે તેમણે સર્પ, વાંદરા, કૂતરા અને કાગડાને પણ મિત્ર કરી લીધા હતા.

મહર્ષિ પર્વતને પણ ઈશ્વરની મૂર્તિ માની તેની પ્રાર્થના કરતા હતા. તે કહે છે કે બધા પ્રત્યે સમભાવ રાખવો.

એક વખત એક સર્પ તેમના ખભા ઉપર ચડયો હતો અને તે કેટલાક કલાક ત્યાં રહ્યો તોયે પોતે તેને ઉતાર્યો નહિ. મહર્ષિ કહે છે કે આત્મજ્ઞાની પુરુષોને આવાં પ્રાણી હરકત કરતાં નથી, છતાં જે દેહ આપણો નથી તે જાય તો પણ શું

ખોટું છે ? આપણા દાંતથી આપણી જીભ કપાય તો આપણે જેમ દાંતને શિક્ષા કરતા નથી, તેવી જ રીતે સર્પને શિક્ષા કરવાની જરૂર નથી.

જ્યારે તેમના જન્મદિવસનો પહેલો ઉત્સવ શિષ્યો ઊજવવા લાગ્યા ત્યારે મહર્ષિએ કહ્યું: "પહેલાં તમારો જન્મ ક્યાંથી થયો છે તે શોધી કાઢો. જે દિવસે તમે જન્મમરણરહિત દશાનો અનુભવ કરી શકો તે તમારો જન્મદિવસ છે. પોતાના શરીરનો જન્મદિવસ ઊજવવો એ મડદાનો જન્મ દિવસ ઊજવવા બરાબર છે." શિષ્યોએ જવાબ આપ્યો કે, "અમારે તે દિવસ અમારી શુદ્ધિ માટે ઊજવવો છે."

મહર્ષિ નૈષ્ઠિક બ્રહ્મચારી હોવાથી તેમને વ્યાવહારિક દૃષ્ટિએ કુટુંબ નથી; છતાં ગાય, ખિસકોલી, મોર, વાંદરાં વગેરેને તેણે પોતાના નજીકના સગાં માની લીધેલ છે. ખિસકોલીએ તેમની પાસે મગફળીના દાણા ખાવા આવે છે. મહર્ષિ તેમને માટે એવા દાણા એક ડબીમાં રાખી મૂકે છે.

મહર્ષિ પોતે બહુ જ થોડું બોલે છે. કોઈ કાંઈ પ્રશ્ન પૂછે તો ટૂંકામાં જવાબ આપે છે. દરેકને તેના અધિકાર પ્રમાણે સમજાવે છે. મહર્ષિ પાસે બેસતાં ઘણાની વૃત્તિ અંતર્મુખ તરત થઈ જાય છે. તે પોતે કોઇની સાથે વાદમાં ઊતરતા નથી, પણ કોઇ જિજ્ઞાસુ પોતાની મુશ્કેલી દૂર કરવા સાચો પ્રશ્ન પૂછે તો તેનો સચોટ જવાબ આપે છે.

કોઇને ધ્યાનમાં કાંઈ દેખાય, સૂર્યના જેવું અથવા ચંદ્રના જેવું તેજ દેખાય ત્યારે મહર્ષિ કહે છે કે તે જોવા માટે વખત ગુમાવવો નહિ પણ આગળ વધવું. જ્યારે શ્રીકૃષ્ણ અથવા રામ અથવા શિવ દેખાય ત્યારે પણ ત્યાં અટકી કાંઇ વર માગવા નહિ, આવાં દશ્યોથી સાધકની ઇચ્છા વધે છે અને તે આત્માના સાક્ષાત્કારમાં વિઘ્નરૂપ છે.

એક વખત શ્રીમહર્ષિને કોઇએ પૂછ્યું કેઃ–સિદ્ધિ માટે આપનો શો મત છે ?

મહર્ષિ—આત્મસાક્ષાત્કાર એ મોટામાં મોટી સિદ્ધિ છે.

પ્રશ્ન—હું કોણ છું ? તેનો વિચાર જ્યારે હું કરું છું ત્યારે અંદરથી કાંઇ જવાબ મળતો નથી.

ઉત્તર—એ માન્યતામાં ભૂલ છે. જો બરાબર શોધ કરશો તો જણાશે કે જે 'હું' શોધ કરવા માંડે છે તે 'હું' પાછળથી રહેતો નથી. જેમ જેમ તમે નામરૂપવાળા ખોટા વિચાર છોડતા જશો તેમ તેમ તમે ઊંડા ઊતરતા જશો.

પ્રશ્ન—એ નિર્વિકલ્પ દશામાં આત્મા સિવાય કાંઇ રહેતું ન હોય તો તેમાં આનંદ કેમ આવે ?

ઉત્તર—તમે એમ સમજો છો કે કોઈ વસ્તુની સાથે સંબંધ થાય તો જ સુખ મળે પણ એ વાત સાચી નથી.

આનંદ એ આત્માનો સ્વભાવ છે. જે સુખ બીજી વસ્તુમાંથી મળે છે તે આત્માના સુખનો અંશ છે. તે પૂર્ણ સુખ નથી. જ્યાંસુધી બીજું જોઈએ છે ત્યાંસુધી અપૂર્ણતા લાગે છે. જ્યારે આત્મા જ છે એમ લાગે છે ત્યારે નિત્ય સુખ રહે છે. જો એમ ન હોય અને બીજું મળવાથી સુખ મળતું હોય તો જેટલા માણસ કુટુંબમાં વધે, જેટલો પૈસો વધે તેટલું સુખ વધવું જોઇએ અને જેટલી વસ્તુ ઓછી થાય તેટલું સુખ કમી થવું જોઇએ અને ઊંઘમાં જ્યારે બધું જતું રહે ત્યારે દુઃખ લાગવું જોઇએ. પણ તમને લાગે છે કે ઊંઘમાં કાંઇ નથી છતાં માણસ જાગીને કહે છે કે હું સુખે સૂતો હતો. તેથી જ્યાં આત્મા સિવાય બીજું કાંઈ નથી ત્યાં સુખ છે.

મનની સમક્ષ જ્યારે ગમતી વસ્તુઓ રજૂ થાય છે ત્યારે મનને આનંદ થાય છે. વસ્તુતઃ આનંદ આત્મામાં અંતર્ગત છે અને બીજો કોઇ આનંદ છે જ નહિ. અને તે પારકો અથવા દૂર નથી. તમે જેને આનંદદાયક અવસ્થા ગણો છો તેવા પ્રસંગોમાં પણ તમે આત્મામાં મજ્જન કરો છો, એ મજ્જનને પરિણામે તમને આત્મગત આનંદ મળે છે; પરંતુ ખોટા વિચારો-

ના સંગને કારણે એ આનંદ તમને બીજી વસ્તુઓમાં અને ઘટનાઓમાં દેખાય છે. ખરેખરી રીતે જોતાં એ આનંદ તમારી અંદર જ છે. આવા પ્રસંગોએ તમે અજાણપણે પણ આત્મામાં ડૂબકી મારો છો. એક માત્ર સત્યસ્વરૂપ આત્મા કે જે વસ્તુતઃ આનંદસ્વરૂપ છે ને અને તમે એક જ છો એવા અનુભવમાંથી જન્મેલી શ્રદ્ધા સહિત અને જ્ઞાનસહિત જો તમે આત્મામાં ડૂબકી મારો તો આત્મપ્રાપ્તિની દશા અનુભવમાં આવશે.

## ૨ : નિદ્રાની અસર

દક્ષીણહિંદુસ્તાનમા વેદના કર્મકાંડનુ બહુ જોર છે. તેથી બ્રાહ્મણો અને બીજી જ્ઞાતિઓ વચ્ચે સ્પર્શ–અસ્પર્શનો ભેદ પણ ચાલ્યો આવે છે. એ પદ્ધતિનો મુખ્ય હેતુ સારા સંસ્કારવાળા માણસોને ખરાબ સંસ્કારવાળા માણસોથી અલગ રાખવાનો હતો કે જેથી અંતઃકરણમાં શુદ્ધિ સારી રહે અને સમાજમાં એક જ્ઞાતિનમૂનારૂપ રહે. પણ 'હાલના કાળમાં ઘણા દેશોના સંસ્કારની ભેળસેળ થયેલી હોવાથી સારા સંસ્કારવાળાની એક જ્ઞાતિ મળવી મુશ્કેલ છે. બ્રાહ્મણની જ્ઞાતિમાં શૂદ્ર જેવા માણસો દેખાય છે અને શૂદ્રની જ્ઞાતિમાં પણ સારા ભક્તો જોવામાં આવે છે. જેમ રાજસત્તામાં અભિમાન, અનીતિ અને કલિયુગની અસર આવી ગયેલ છે તેમ ધર્મસત્તામાં પણ અભિમાન, દંભ અને કલિયુગની અસર આવી ગયેલ છે. તે દૂર કરવા માટે જેમ રાજ્યો વચ્ચે લડાઇઓ ઉત્પન્ન થયેલ છે, તેમ સાચો ધર્મ સમજાવનાર મહાત્માઓની જરૂર રહે છે. જેમ જેમ સમાજને એવી જરૂર લાગશે તેમ તેમ તેવા મહાત્માઓ પણ આવવા લાગશે. તેઓ કેટલીક ખોટી રૂઢિઓને તોડી આત્મ તરફ દરેકનું લક્ષ દોરશે.

દક્ષિણની કર્મકાંડવાળી પ્રજાની વચ્ચે કોઇ જ્ઞાની પુરુષ પ્રગટ થવાની જરૂર હતી. ઘણાં વર્ષ પહેલાં આ પ્રાંતમાં સારા સંતો થયા હતા. વેદધર્મના મુખ્ય આચાર્યો લગભગ બધા

દક્ષિણમાં પ્રગટ થયા હતા. પણ વર્તમાન કાળમાં એવા સંતની ખામી હતી. તેથી શ્રીરમણ મહર્ષિનો તે દેશમાં જન્મ થયો છે. મહર્ષિ ભેદ રાખતા નથી, બ્રાહ્મણ ઉપરાંત બીજાઓ અને યુરોપિઅનો પણ તેમની સાથે જમી શકે છે. મુસલમાનો તેમના આશ્રમમાં આવી જ્ઞાનનો લાભ લઇ શકે છે. વેદનો કર્મકાંડ માણસના હૃદયની શુદ્ધિ કરે છે. પણ તેથી આગળ વધવું જોઇએ. જ્યારે જ્ઞાન માટેની જિજ્ઞાસા તૈયાર થાય ત્યારે તેવા સંત મળી રહે છે. જ્યાં નાનાં ઝાડ ઊગ્યાં હોય અને તેને વધવાનું પ્રારબ્ધ હોય તો ત્યાં વરસાદ જરૂર આવે છે. ઉપાદાન કારણ નિમિત્ત કારણને ખેંચી લાવે છે. યુરોપમાં અને બીજા દેશોમાં લડાઇઓ કેમ જાગે છે? કારણ કે તે વખતના માણસો રાગદ્વેષ લઇને જન્મેલા હોય છે અને ટૂંકું પ્રારબ્ધ લઇને આવેલા હોય છે. હાલના ઘણા લોકોને ધન અને શક્તિ વધારે ગમે છે, તેનાથી રાગદ્વેષ વધે છે. હિંદુસ્તાન એક એવો દેશ છે કે જ્યાં ધન વધારવા માટે ખાસ ધ્યાન પહેલેથી આપેલ નથી. અથવા-ધર્મ પ્રમાણે એટલે નીતિથી ધન કમાવાનું કહેલ છે. આ દેશમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ માનેલ છે અને તેમાં મોક્ષ ઉપર વધારે ધ્યાન આપેલ છે. તેથી લડવાનું કામ ફક્ત ક્ષત્રિયો માટે રાખ્યું. તે ક્ષત્રિયો હાલનાં યંત્રોની મદદથી થતી લડાઇની સામે ટકી શકતા નથી.

હિંદુસ્તાનમાં અને તેમાં ખાસ કરીને દક્ષિણમાં ધર્મનું જોર વધારે છે. આ તરફ મહાત્માઓનાં વચનો લોકો શ્રદ્ધાથી ગ્રહણ કરે છે. પશ્ચિમના વેપારી અને સ્વાર્થી સંસ્કાર લગભગ બધે વ્યાપી ગયેલ છે; તો પણ દક્ષિણમાં હજુ આર્યોના જૂના સંસ્કારની અસર થઈ રહી છે. આ તરફ વેદપાઠી બ્રાહ્મણો જેટલા પ્રમાણમાં મળે છે, તેટલા (કાશી સિવાય) બીજે મળતા નથી.

શ્રીરમણ મહર્ષિની નિષ્ઠાની કીર્તિ બીજા દેશોમાં પણ ફેલાઇ ગયેલ છે. તામીલ એ તેમની માતૃભાષા છે. તે સંસ્કૃત ઠીક જાણે છે, અંગ્રેજી સમજી શકે છે પણ બોલી શકતા નથી. હિંદી

ભાષા જાણુતા નથી. આ કારણુને લઇને તામીલ ભાષા જાણુવા-વાળા જેટલી છૂટથી તેમની સાથે વાતચીત કરી શકે છે તેટલી છૂટથી બીજા તેમની સાથે વાત કરી શકતા નથી. બીજી ભાષા જાણુનાર માટે તેમના શિષ્યો અંગ્રેજી ભાષામાં ભાષાંતર કરીને સમજાવે છે. તેથી કેટલીક વાર તેમના સિદ્ધાંતો જેવા જોરથી પકડવા જોઇએ તેટલા જોરથી બીજી ભાષાવાળા પકડી શકતા નથી.

જેઓ શ્રદ્ધાથી અહીં જ્ઞાન માટે આવે છે તેમના ઉપર મહર્ષિની દૃષ્ટિ પડતાં તેઓની આધ્યાત્મિક પ્રગતિને જરૂર વેગ મળે છે. અમને એકવાર એ આશ્રમમાં જવાનો પ્રસંગ મળ્યો હતો. તે વખતે ગુજરાતના બે જિજ્ઞાસુએ એવી ઇચ્છા અમારી પાસે જણાવી હતી કે મહર્ષિના સંબંધમાં આવતાં અમને જે અનુભવ થાય તે કોઇ પણ રીતે પ્રસિદ્ધ કરવો કે જેથી બીજાને તેનો લાભ મળે. પણ એ કામ બહુ અઘરું છે. મહાત્માઓની અંતર્દશા પૂરેપૂરી બીજા કોઇ સમજી શકે નહિ; તે તેના પોતાના અનુભવની વસ્તુ છે. વળી દરેક મહાપુરુષને અમુક જાતની પ્રણાલિકા ફાવી ગયેલ હોય છે અને તે પ્રમાણે જ સમજાવે છે. જેમ આત્મસાક્ષાત્કાર કરવો એ અઘરું કામ છે તેમ તે અનુભવ બીજાને બરાબર સમજાવવો એ વધારે અઘરું કામ છે. વળી ઊંચી દશાના આવા મહાત્માઓ વધારે વખત મૌન રહે છે. તેઓનું માનવું એવું છે કે મન અને વાણીનો ઉપયોગ કર્યા વગર આત્મા આત્મા સાથે વાત કરી શકે છે તેથી વાતચીતની ખાસ જરૂર નથી. આવી દશા સમજવા માટે સમજનારે જેવી દશા રાખવી જોઇએ તેવી દશા રાખતાં આવડે તો જ તે બરાબર સમજી શકાય છે. શ્રીરામકૃષ્ણ પરમહંસે સ્વામી વિવેકાનંદને થોડીવારમાં આત્માની અસર કરી હતી. તે વખતે સ્વામી વિવેકાનંદનો પણ અધિકાર તૈયાર થયો હતો. શ્રીમહર્ષિની દશા પણ શ્રીરામકૃષ્ણ પરમહંસની દશાને બહુ મળતી આવે છે. યોગ્ય અધિકારીને તેમની નિષ્ઠાનો લાભ મળે છે. હાલમાં ઘણા શિષ્યો પોતાના ગુરુને કહે છે કે અમને પણ જેમ

શ્રીરામકૃષ્ણ પરમહંસે સ્વામી વિવેકાનંદના મસ્તક ઉપર હાથ મૂકીને ક્ષણવારમાં અસર કરી હતી તેવી અસર કરી આપો. પણ તેઓ વિવેકાનંદના જેવો અધિકાર પ્રાપ્ત કરતા નથી. ઉપાદાન તૈયાર થયા વગર નિમિત્ત મળશે નહિ. પાંડેચેરીમાં શ્રી અરવિંદ પણ પોતાના ભક્તોને સારી અસર આપી શકે છે, છતાં દરેકને પોતાના અધિકાર પ્રમાણે તે અસર મળે છે. હાલના કાળમાં એ પદ્ધતિ લગભગ લુપ્ત થઈ ગઈ છે. એવા ઋષિમુનિ અને જ્ઞાની અને યોગી પુરુષો ઓછા થતા જાય છે. બાકી ભાષણો આપવાવાળા કેટલાક મહાત્માઓ હજુ છે. તેમનાથી કેટલીક સારી અસર થાય છે પણ યોગ્ય શિષ્યને ગુરુ કાંઈ બોલ્યા વગર જે ઉત્તમ અસર કરી શકે છે તેવી પ્રણાલિકા જ્યાં હોય છે ત્યાં જો બન્ને બરાબર હોય તો ઘણું જ્ઞાન, ઘણી શક્તિ અને ઘણો આનંદ પ્રાપ્ત થાય છે.

નિષ્ઠાવાળા ગુરુ યોગ્ય શિષ્યને નીચે પ્રમાણે પાંચ રીતે મદદ આપી શકે છે:—૧. મંત્રથી, ૨. સ્પર્શથી, ૩. દૃષ્ટિથી, ૪. ધ્યાનથી અને ૫. ઉપદેશથી.

(૧) પહેલી રીતે એટલે મંત્રશક્તિની દૃષ્ટિએ જોતાં મહર્ષિ કોઈને વિધિસર મંત્ર આપીને શિષ્ય કરતા નથી. તેમનો યોગ એ જ્ઞાનયોગ છે, તેમાં ક્રિયાનો ભાગ બહુ થોડો આવે છે. જ્ઞાનયોગમાં આત્માનું સ્વરૂપ, તેનું જ્ઞાન, તેની શક્તિ, તેનો આનંદ સૌને પ્રાપ્ત છે એમ માનવામાં આવેલ છે. તેનો અનુભવ ન મળે તો તેની આડે જે આવરણ લાગે તે કેમ દૂર કરવું એ જ્ઞાની પુરુષો બતાવે છે. જ્ઞાની પુરુષો એમ માને છે કે જો જ્ઞાન અથવા આનંદ ઉત્પન્ન થશે તો તેનો નાશ પણ થશે. જ્ઞાન અને આનંદ એ આત્માનું સ્વરૂપ છે તેથી તે મેળવવાનાં નથી, તે મળેલાં છે અને બીજું જે છે તે અસત્ છે. તે પણ નિત્યનિવૃત્ત છે એટલે સાચી વસ્તુ નથી. તેથી જેવી વસ્તુસ્થિતિ છે તેવી સમજવાની છે. તે સમજાશે તો વિચાર બરાબર થશે અને કર્મ પણ બરાબર થશે એમ મહર્ષિનું માનવું છે. જો કે રમ-

ણાશ્રમમાં મંત્ર આપીને શિષ્ય કરવાની પદ્ધતિ નથી છતાં વેદના મંત્રોનો પાઠ સવારસાંજ લગભગ બે કલાક સુધી ત્યાં ચાલે છે અને તે ધ્યાનમાં બેસી જે સાંભળે છે તેમનામાં આત્મજાગૃતિ લાવી દે છે. ખાસ કરીને તૈતરિય ઉપનિષદ્ અને પુરુષસૂક્તના પાઠ ત્યાં વિશેષ પ્રમાણમાં થાય છે. મે

(૨) બીજી રીતને સ્પર્શદીક્ષા કહે છે. જેમ કૂકડી પોતાનાં ઇંડાંને પાંખથી રક્ષણ આપી, સ્પર્શ કરી, મોટાં કરે છે તેમ કેટલાક ગુરુઓ શિષ્યના માથા ઉપર હાથ મૂકી પોતાનું ચૈતન્ય તેમાં ફેલાવે છે અથવા શિષ્ય ગુરુના ચરણમાં પોતાનું માથું મૂકી તેમના ચરણમાં રહેલ ચૈતન્ય પોતામાં પ્રવેશ કરે તેવા શરણભાવથી નમે છે. આ પ્રકાર શ્રીરમણ મહર્ષિના આશ્રમમાં થોડે અંશે જોવામાં આવે છે. પણ શાસ્ત્રોમાં આ પ્રકાર માન્ય થયેલ છે. જ્યારે જડભરતે રહુગણને જ્ઞાન આપ્યું ત્યારે રહુગણે જડભરતને પૂછ્યું કે 'આવા જ્ઞાનમાં નિષ્ઠા કેમ થાય ?' તેના જવાબમાં જડભરતે કહેલ છે કે, 'મહાપુરુષોના ચરણ-રજની સેવા કર્યા વગર આવું જ્ઞાન મળશે નહિ અને ટકશે નહિ.' પ્રહ્લાદે પણ હિરણ્યકશિપુને એ રસ્તો બતાવેલ છે. શ્રીઅરવિંદ-ના આશ્રમમાં પણ માતાજી સ્પર્શદીક્ષાનો પ્રયોગ કરે છે.

હાલનો કાળ એવા પ્રકારનો છે કે જ્યારે ગુરુ પુરુષ હોય અને સ્ત્રી શિષ્ય હોય ત્યારે ચરણસ્પર્શ કરવાની વિધિ બંધ કરવા જેવી છે. પુરુષો એવા ગુરુના ચરણનો સ્પર્શ કરે તેમાં હરકત નથી. સ્ત્રીઓ છેટેથી તેમને નમસ્કાર કરે તોપણ તેટલો જ લાભ થાય છે. મહર્ષિના આશ્રમમાં ચરણસ્પર્શની વિધિ નથી એટલું જ નહિ પણ રાત્રે કોઈ પણ સ્ત્રીને આશ્રમમાં રહેવા દેવામાં આવતી નથી. જેઓ તેમને નમસ્કાર કરે છે તેઓ છેટેથી નમન કરે છે.

(૩) આત્માની અસર બીજાને કરવાનો ત્રીજો પ્રકાર દૃષ્ટિનો એટલે 'દર્શન-દીક્ષાનો છે. આ પ્રકારનો ઉપયોગ મહર્ષિ બહુ કરે છે. દૃષ્ટિથી બીજાને અસર કરવાની રીત તેમને બહુ અનુકૂળ આવી ગઇ છે. કાચબી જેવી રીતે પોતાનાં બચ્ચાં સામે પ્રેમમય

દૃષ્ટિ કરીને મોટાં કરે છે, તેવી રીતે ગુરુ પણ દૃષ્ટિથી શિષ્યને અસર કરી શકે છે. શ્રીકૃષ્ણ પરમાત્માના જન્મ વખતે તેમનું ચૈતન્ય પહેલાં વસુદેવજીના મનની અંદર દાખલ થયું હતું. પછી વસુદેવજીએ દેવકીજી તરફ દૃષ્ટિ કરીને તે ચૈતન્ય દેવકીના હૃદયમાં દાખલ કર્યું હતું. આ પદ્ધતિને દર્શનદીક્ષા કહે છે.

કામ અને ક્રોધને રૂપ નથી છતાં કામીની આંખમાં અને ક્રોધીની આંખમાં કામ અને ક્રોધ જણાઈ આવે છે, તેવી જ રીતે આત્માને રૂપ નથી છતાં નિષ્ઠાવાળા જ્ઞાની પુરુષની આંખમાં આત્માના તેજની ઝાંખી થઈ શકે છે.

તેથી દર્શન અથવા દૃષ્ટિ ઉપર ઘણો આધાર છે. આપણે જેવી દૃષ્ટિથી જગતને જોઈએ છીએ તેવી આપણી આંખ બની જાય છે. તમોગુણી માણસની આંખ જુદા પ્રકારની હોય છે, રજોગુણીની જુદા પ્રકારની હોય છે, સત્ત્વગુણીની આંખમાં પણ ફેર હોય છે. જેઓ બધે પરમાત્માને જુએ છે તેમની આંખો પણ જુદા પ્રકારની હોય છે. શુકદેવજીની આંખો એવી નિષ્ઠાવાળી હતી કે તેમને જોઈને જે સ્ત્રીઓ નગ્ન અવસ્થામાં નાહતી હતી તેમણે કપડાં પણ પહેર્યાં નહિ.

મહર્ષિની મુખ્ય શક્તિ તેમની આંખમાં જણાય છે. ૫૦ વર્ષ સુધી એક જગ્યાએ રહી તેમણે જે પ્રકારની બ્રહ્મભાવના કેળવેલી છે તેની અસરથી તેમની આંખમાં ઘણું તેજ આવી ગયેલ છે. જે સાધક તેમની આંખ ઉપર એકાગ્રતા બરાબર કરી શકે છે તેમને પણ ધ્યાન થવા લાગે છે. તેમના નેત્રી આંખ અને તેમાં રહેલી ચમક માત્ર બે-ત્રણ ઠેકાણે અમારા જોવામાં આવેલ છે. માત્ર દૃષ્ટિનું અનુસંધાન કરીને જ તે કેટલાક જિજ્ઞાસુઓની વૃત્તિને ઉત્તમ ગતિ આપી શકે છે.

જ્યાંસુધી સાધકની દૃષ્ટિમાં બીજા દેખાય છે ત્યાંસુધી એવી દૃષ્ટિ અને એવી આંખ પ્રાપ્ત થશે નહિ. બંધ આંખે ધ્યાન કરવાથી ધ્યાનમાં અંદર સારી દશા ઉત્પન્ન થઈ શકે છે પણ આંખ ઉઘાડ્યા પછી જો જીવ, જગત કે દ્વૈતભાવ દેખાશે તો

આંખના પરમાણું ફરશે નહિ. અદ્વૈતભાવવાળી આંખ કેવી હોય તે બહુ થોડા સમજી શકે છે. અદ્વૈતભાવવાળી દશામાં જે આત્મિક ભાવનો પ્રવાહ વહે છે તે ઝીલવાની શક્તિ કોઈ જિજ્ઞાસુમાં હોય તો વાતચીત વગર માત્ર દૃષ્ટિપાતથી તેનું કલ્યાણ થવા લાગે છે. શ્રીઅરવિંદના આશ્રમમાં દૃષ્ટિપાતની પદ્ધતિ છે. તે પોતે એક વર્ષમાં માત્ર ૪ વખત દર્શન આપે છે. પણ તેમનો આશ્રમ ચલાવનાર માતાજી મીરાં જિજ્ઞાસુઓ તરફ ઘણી વાર દૃષ્ટિ કરે છે અને તેમને સ્પર્શ કરીને પણ અસર કરે છે.

મહર્ષિની હાજરીમાં તેમની દૃષ્ટિનો લાભ જેમને જોઈએ તેમને લગભગ આખો દિવસ મળી શકે છે. શ્રીરમણાશ્રમમાં આવતાં સવારમાં પહેલાં જ્યારે મહર્ષિનાં દર્શન અમને થયાં ત્યારે તરત જ તેમણે તેમની દૃષ્ટિનો પરિચય આપ્યો અથવા તેમની દૃષ્ટિનો પરિચય અમને થયો. આધ્યાત્મિક દૃષ્ટિ કેવી હોય તે અમને સ્પષ્ટ જણાયું, પણ તે બીજાને સમજાવી શકાય તેવો બનાવ નહોતો. જેઓએ આ માર્ગે સારો પ્રયાસ કરેલ હોય તે આત્માની આંખ ઓળખી લે છે.

સાધારણ જીવ વિષયો જોઈને આંખને બગાડી નાખે છે, તેથી દૃષ્ટિ સુધારવા માટે કેટલાક મંદિરે ભગવાનના દર્શન કરવા માટે જાય છે. ઉપનિષદોમાં કોઈ જગ્યાએ શાંતિપાઠમાં એવી પ્રાર્થના કરવામાં આવે છે કે, "હે પ્રભુ! અમારા કાન એવા કરો કે જેથી અમારું કલ્યાણ થાય એવું જ કાનથી સંભળાય, અમારી આંખો એવી કરો કે જેથી અમારું કલ્યાણ થાય એવું જ આંખથી દેખાય." તેથી અધ્યાત્મમાર્ગમાં દૃષ્ટિમાર્જન એ મુખ્ય સાધન છે. રજ્જુમાં સર્પ દેખાય તેમાં પણ દૃષ્ટિની ભૂલ છે. બ્રહ્મમાં જગત દેખાય તે પણ દૃષ્ટિની જ ભૂલ છે.

જ્યારે દૃષ્ટિની ભૂલ સુધારી શકાય છે, ત્યારે બધે એક બ્રહ્મતત્ત્વ અનુભવમાં આવે છે અને વગર બોલ્યે તે ભાવની અસર બધે ફેલાવા લાગે છે. બધાં શરીરમાં એક આત્મા હોવાથી, આત્માની અસર બધે જઈ શકે છે પણ તે અસર સમજવા

માટે તેવી ટેવ પાડવી જોઈએ. એવી ટેવ પડી જાય તો વાતચીતની જરૂર રહેતી નથી. એક વખત શ્રીરમણાશ્રમમાં શ્રીમાન જમનાલાલ બજાજ અને શ્રીયુત રાજેન્દ્રપ્રસાદ આવ્યા હતા. તેમણે મહર્ષિને પૂછ્યું કે 'મહાત્મા ગાંધીજી માટે આપ શો સંદેશો આપો છો?' તેમણે કહ્યું કે:—'જ્યાં આત્મા આત્મા સાથે વાત કરે છે ત્યાં શા સંદેશાની જરૂર રહે? જે સત્તા અહીં કામ કરે છે તે ત્યા કામ કરે છે, આખું જગત એક સત્તાથી ચાલે છે.'

દેહભાવે અનેક સત્તા જેવું લાગે છે, પણ દેહદૃષ્ટિ સાચી નથી. કોઈ પણ સાધનાથી તે દૃષ્ટિ દૂર કરવાની છે. બધી સાધનાનો મુખ્ય હેતુ દેહદૃષ્ટિ છોડાવીને જીવ અને બ્રહ્મની એકતા સમજાવવામાં છે. એ એકતા કેવા પ્રકારની છે તેનો ખુલાસો વાણીથી બહુ આપી શકાતો નથી. તેથી વેદાન્તમાં 'નેતિ નેતિ' કહીને સમજાવવાની રીત છે. તેનો અર્થ એવો છે કે જ્યાં વાણી અને મન બંધ પડી જાય છે ત્યાં આનંદમય બ્રહ્મનું સ્થાન છે. તેથી શ્રીરમણાશ્રમમાં વ્યાખ્યાનો કે લાંબી ચર્ચા થતાં નથી. કોઇ સાચા જિજ્ઞાસુને કોઇ ખાસ પ્રશ્ન પૂછવો હોય તો તેનો જવાબ મળે છે. સામાન્ય રીતે બધા એક હોલમાં શાંત બેસી રહે છે. મહર્ષિ પોતે એક કોચ ઉપર શાંત બેઠા હોય છે અથવા કોઈ વખતે કોઈ પુસ્તક જોતા હોય છે, અથવા કોઈના સામી દૃષ્ટિ કરી અસર કરતા હોય છે. પ્રાચીન કાળમાં આવી પદ્ધતિ હતી. હાલ એ લગભગ લુપ્ત થઈ ગઈ છે. નિશાળો અને કોલેજોમાં આવી વિદ્યા આપવામાં આવતી નથી. ત્યાં દરેક કલાકે શિક્ષકો ફરતા રહે છે તેથી કોઈ શિક્ષક સાથે કોઈ વિદ્યાર્થીનો ખરો પ્રેમ જામતો નથી. હાલના વિદ્યાર્થી એ વિદ્યાર્થી નથી પણ રોટલાર્થી છે અથવા પરીક્ષાર્થી છે. તેઓ ખરી વિદ્યા ભણતા નથી. ખરી વિદ્યાથી સારા સંસ્કાર વધે છે. હાલના વિદ્યાર્થીઓને રોટલી કમાવા માટે જ ભણવાની જરૂર પડે છે એ મોટી ખામી છે. આગલા વખતમાં રોટલી બહુ સસ્તી હતી તેથી સારા સંસ્કાર માટે જ ભણવું. એ વિદ્યાર્થિનો ઉદ્દેશ હતો.

## ૩ : આધ્યાત્મિક વાતાવરણ

શ્રીરમણાશ્રમમાં સવારના લગભગ ૬ થી ૭ાા સુધી વેદના મંત્રો, ઉપનિષદના પાઠ વગેરે થાય છે. તે પછી ાા કલાક છૂટીનો મળે છે. તે પછી બધાને કાફી, ઇડલી (ઢોકળાં) વગેરે આપવામાં આવે છે. તે પછી મહર્ષિ ૯ થી ૧૨ વાગ્યા સુધી આશ્રમના ઓરડામાં કોચ ઉપર બેસે છે અને શાંતિથી લગભગ દરેકની તરફ દૃષ્ટિ ફેરવે છે. જ્યાં અસર કરવાની ઇચ્છા હોય ત્યાં દૃષ્ટિને વધારે એકાગ્ર કરે છે. કોઈને તેની અસરથી સ્વરૂપની સ્ફૂર્તિ થવા લાગે છે, કોઈને પોતાના પ્રશ્નોના જવાબ મળી જાય છે, કોઈને નવી જાતની શાંતિ અનુભવમાં આવે છે. ટૂંકામાં એ વાતાવરણ બહુ જ આધ્યાત્મિક ભાવનાવાળું જણાય છે. બહેનો પણ એક બાજુ ધ્યાનમાં બેસે છે. આ વખતે કોઈને ખાસ પ્રશ્ન પૂછવાની ઇચ્છા હોય તો પૂછી શકે છે, પણ સામાન્ય રીતે બધા શાંત થઈને બેસે છે.

લગભગ ૧૦ વાગે ટપાલના કાગળ આવે છે. તે મહર્ષિ પોતે વાંચે છે અને કોઈને જવાબ આપવાના હોય તો તે કામ કરનારને સૂચના આપે છે.

ટપાલમાં ન્યૂસપેપર પણ આવે છે. તે પણ મહર્ષિ કોઈ વખતે વાંચે છે. સ્વામી રામતીર્થ કહેતા કે જિજ્ઞાસુઓ માટે ન્યૂસપેપર વાંચવાની જરૂર નથી. ઋષિકેશવાળા શ્રીનારાયણ પરમહંસ પણ કહે છે કે ન્યૂસપેપર વાંચવાથી નિષ્ઠા થતી નથી. છતાં કેટલાક મહાત્માઓ વાંચે છે. શ્રીમહર્ષિ વાંચે છે. શ્રીઅરવિંદ પણ વાંચે છે તેથી આ બાબત વ્યક્તિગત છે. કઈ જાતની પ્રવૃત્તિ કોને વિઘ્નરૂપ થાય છે અને કોને થતી નથી એ વ્યક્તિગત પ્રશ્ન છે. છતાં સાધનદશામાં જેઓની ઇચ્છા મનના સંકલ્પો બંધ કરવાની હોય તેમને માટે ન્યૂસપેપરનું વાચન વિઘ્નરૂપ થાય તેવું છે એવો અમારો અભિપ્રાય છે. ન્યૂસપેપરને

ઉત્પન્ન થયાં બહુ વર્ષ થયાં નથી છતાં એટલા વખતમાં તેણે માણસોનાં મન બહુ કબજે કરી લીધાં છે. માણસોને ગીતા વાંચવાનું કહીએ તો આળસ આવે છે પણ ન્યૂસપેપર જો એક દિવસ ન વંચાયું તો મનને ચેન પડતું નથી. આજે શું બન્યું હશે તે જાણવાની રોજ ઇચ્છા રહે છે. આજે જોયું, જાણ્યું તોયે કાલે ફરી એવી જ દશા રહે છે."

ન્યૂસપેપરનો ખરો અર્થ એ છે કે જેમાંથી નવા સમાચાર મળી શકે પણ તત્ત્વદૃષ્ટિથી જોતાં નવું કાંઈ બનતું નથી. ભગવાન કહે છે કે સૃષ્ટિની પહેલાં હું જ હતો, પાછળથી જે કાંઇ છે તે હું છું અને છેવટે પણ હું જ રહીશ તેથી નવું કાંઈ બનતું નથી છતાં કાંઈ નવું બનતું હોય તેવું માયાની દૃષ્ટિથી દેખાય છે. પણ તે દૃષ્ટિ સાચી નથી. સ્વપ્નામાં ઘણું બને છે છતાં વાસ્તવમાં કાંઈ બનતું નથી. નાટકમાં ઘણું બને છે છતાં સાચું કાંઇ બનતું નથી. સિનેમા વખતે ઘણું બને છે છતાં વાસ્તવમાં કાંઈ બનતું નથી. સિનેમામાં વાઘ દેખાય અને તેને મારવા ગોળી છોડીએ તો તે વાઘને લાગતી નથી. ઘુવડને દિવસે અંધારું દેખાય તેથી સાચું અંધારું બની જતું નથી, તેવી જ રીતે માણસના જીવનના બનાવો બધા સાપેક્ષ છે. તે પ્રમાતા માટે બને છે, આત્મા માટે બનતા નથી. પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એ ત્રણે કલ્પિત હોવાથી, આપણું ખરું સ્વરૂપ નથી. તેથી તત્ત્વ દૃષ્ટિએ જોતાં નવું કાંઇ બનતું નથી. જે હતું તે છે, જે છે તે રહેશે. નવું કાંઇ બનતું નથી એમ જાણીને પ્રાચીન કાળના ઋષિમુનિઓએ છાપખાનાની શોધ કરી નહિ અને ન્યૂસપેપર કાઢ્યાં નહિ. તેમ કરવામાં તેમણે ડહાપણ વાપરેલ હતું. હાલના માણસોનાં મન ન્યૂસપેપરો વાંચીને બહુ ચંચળ થઇ જાય છે. રેડિયોથી પણ એવી જ અસર થાય છે. જ્યારે બગાડો વધારે થાય છે, ત્યારે સુધારાના વિચાર બહુ આવે છે, સુધારા ઉપર સુધારા થાય છે તોએ સુધારાનો અંત આવતો નથી. સુધારાનો અંત લાવવો હોય તો જે તત્ત્વ કદાપિ બગડતું નથી એ

આત્મતત્ત્વનો અનુભવ લેવો જોઇએ એવો અનુભવ જેણે લીધો હોય તેમની પાસેથી જ મળી શકે છે. કેટલાક મહાત્માએ ન્યૂસપેપર વાંચે છે પણ તેમને ધ્યાન માટે બીજો ઘણો વખત મળતો હોવાથી ન્યૂસપેપરની અસર તેમના ઉપર બહુ રહેતી નથી. સાધારણ માણસો ન્યૂસપેપર વાંચી રાગદ્વેષમા પડી જાય છે

ઉદરના જીવનમા કે પશુપક્ષીઓના જીવનમા ઘણા બનાવ બને છે, તેમા પણ પ્રેમના બનાવ બને છે અને લડાઇના બનાવ પણ બને છે છતા તે જાણવાની આપણે દરકાર કરતા નથી તેવી જ રીતે નિષ્ઠાવાળા પુરુષોને માણસોના જીવનના બનાવ જાણવાની ખાસ ઇચ્છા રહેતી નથી છતા કોઇને ઉપદેશ આપવા જેવુ તેમનુ પ્રારબ્ધ હોય તો તે વખતે અનેક જાતના પ્રશ્ન જિજ્ઞાસુઓ પૂછતા હોવાથી જિજ્ઞાસુઓને જવાબ દેવાની સગવડ ખાતર કોઈ કોઈ મહાત્માઓ ન્યૂસપેપર વાંચે છે

એક વખત કોઈ જિજ્ઞાસુએ મહર્ષિને પૂછયુ કે આપ કેમ કોઇનું ભલું કરતા નથી ? તેમણે જવાબ આપ્યો કે.—મારી દૃષ્ટિમા બીજા નથી તેથી કોને ઉપદેશ આપુ ? આવો જવાબ કાઠિયાવાડમા સ્વામી શ્રીનિત્યાનન્દજીએ પણ એક જિજ્ઞાસુને આપ્યો હતો તે કહેતા હતા કે ઊંચી દશામા જ્ઞાન આપવાનું બની શકતું નથી. છતા કોઈ જિજ્ઞાસુમા જ્ઞાન લેવા માટે તીવ્ર જિજ્ઞાસા હોય તો તેવો ઉપદેશ જ્યાથી મળે ત્યા જઇને લઇ શકે છે તેવા જિજ્ઞાસુને માટે મહાત્માઓને થોડા ઉપદેશના શબ્દ બોલવા પડે છે

શ્રીરમણાશ્રમમા બાર વાગે જમવાનો ઘંટ વાગે છે જમ્યા પછી આરામ લઇ કોઇને કાંઈ વાચન વગેરે કરવું હોય તો વખત મળે છે ફરીથી ૩ા થી ૫ાા સુધી આશ્રમના ઓરડામા બધા ભેગા થાય છે શ્રીમહર્ષિ પણ હમેશની રીત પ્રમાણે જિજ્ઞાસુઓની સામે દૃષ્ટિ એકાગ્ર કરે છે. ગુરુ શિષ્યને જે રીતે અસર કરે છે તેમા ચોથી રીત ધ્યાનની છે સાંજથી પોતાના

ઈંડાં નદીકિનારે મૂકીને નદીમાં ફરે છે. ત્યાં તે તેનાં ઈંડાંનું ધ્યાન કરતી હોય છે. તે ધ્યાનની અસરથી કિનારે પડેલાં ઈંડાં સેવાઈને તેમાંથી બચ્ચાં નીકળે છે. તેવી જ રીતે સારા ગુરુ શિષ્યને ધ્યાનથી સ્વરૂપની જાગૃતિ કરી આપે છે. મહર્ષિ કહે છે કે જ્યારે હું બીજાને જોઉં છું ત્યારે મારાથી જુદા જોતો નથી. જિજ્ઞાસુ પણ જો ત્યાં એવા ભાવથી બેસે કે "હું પણ મહર્ષિથી જુદો નથી" તો રેડિયોની વેવલેન્ગ્થની માફક ગાચી વેવલેન્ગ્થ ઉત્પન્ન થાય છે અને તેના હૃદયમાં સાચા અને સારા અનુભવ આવવા લાગે છે. એ અનુભવ કેવી રીતે આવે છે તે બુદ્ધિથી જાણી શકાશે નહિ. એ રીત આત્માની પોતાની છે. જેની નિષ્ઠા બહુ સારી હોય એવા સંતની હાજરીમાં ધ્યાનમાં બેસવાથી એવી દશા ઉત્પન્ન થવા લાગે છે. એવા નવા અનુભવમાં અનેક બાબતોના ખુલાસા થઇ જાય છે. તે અનુભવ સાચો છે કે નહિ તેનું પ્રમાણ તે અનુભવની સાથે જ મળે છે. એ તદ્દન નવી રીત છે, અજાણ્યા માણસોને તે તરત સમજી શકાય તેવી નથી. તે રીત સમજાવવી પણ મુશ્કેલ છે. પ્રખ્યાત અંગ્રેજ લેખક ડૉ. પોલ બ્રન્ટનને આ આશ્રમમાં ધ્યાનમાં બેસતાં કેટલોક સારો અનુભવ થયેલો. તે તેમણે કેટલાંક પુસ્તકોમાં પ્રસિદ્ધ કરેલ છે.

જ્યાં આધ્યાત્મિક વાતાવરણ બહુ સારું હોય ત્યાં જો કોઈ જિજ્ઞાસુ શુદ્ધ ભાવથી બેસે તો જરૂર સારા અનુભવ મળવા લાગે છે. તે ઉપરાંત તેનામાં જો અભ્યાસ અને વૈરાગ્ય હોય તો વધારે સારું કામ થાય છે. સાચું જીવન ઘડવા માટે વૈરાગ્યની બહુ જરૂર છે. ખાસ જરૂરની વાતો સિવાય બીજી વાતો વધારી હોવી ન જોઈએ. મહર્ષિ પોતે પણ અરુણાચલ પર્વતની ગુફાઓમાં ઘણાં વર્ષો સુધી એકલા રહ્યા હતા. હાલ પણ ત્યાં તેમના ત્રણચાર શિષ્યો રહે છે. તેમાં એક માતાજી ૧૦ વર્ષ સુધી મૌન રહેલ છે અને હજુ ૨ વર્ષ મૌન રહેવાનાં છે. બીજા એક મહર્ષિના શિષ્યને ૪ વર્ષ થયાં મૌન છે. હજુ ૮ વર્ષ વધારે મૌન રહેવાની તેમની ઇચ્છા છે. આવા એકાન્ત સ્થળમાં રહીને

મૌન કેળવીને તેમણે ઘણો વૈરાગ્ય પ્રાપ્ત કરેલો છે.

અમે જ્યારે શ્રીરમણાશ્રમમાં હતા ત્યારે ત્યાં ઉજ્જૈનથી એક બ્રહ્મચારી સત્સંગ માટે આવ્યા હતા. તેમણે પણ નાની ઉંમરમાં ઠીક વૈરાગ્ય પ્રાપ્ત કર્યો હતો અને શરીર ઠીક રાખવા માટે નેતિધોતિની ક્રિયા પણ કોઈ ગુરુ પાસેથી શીખી લીધી હતી. તે કહેતા કે ભિક્ષા માટે કોઈ વાર માણસોનો સંગ થાય છે અને એકાંતમાં મન સારું રહે છે પણ એકાંતમાં ભિક્ષાની અગવડ આવતી હતી. મહર્ષિએ તો સાધના વખતે એવો નિશ્ચય રાખ્યો હતો કે એકાંતમાં સારા વાતાવરણમાં જ રહેવું અને ભગવાનની ઇચ્છા શરીરનું રક્ષણ કરવાની હશે તો ભિક્ષા એની મેળે ચાલી આવશે. તેમની એવી દૃઢતાથી અરુણાચળ પર્વતની એકાંત ગુફામાં રહેતા છતાં પણ કોઇ ત્યાં તેમને ભિક્ષા આપી જતું હતું. આવી દૃઢતા બહુ થોડા સાધુ રાખી શકે છે. સામાન્ય માણસો ખાવાપીવા માટે અને વધારી મૂકેલ જરૂરિયાતો પૂરી કરવા પાછળ લગભગ આખી જિંદગી ગાળે છે અને તેથી સંસારી વાતાવરણ વચ્ચે બહુ રહેવાથી આગળ વધી શકતા નથી. આર્યોની વિદ્યા તો એમ કહે છે કે જરૂરિયાત ઓછી કરો, સાદાઇથી રહો, બ્રહ્મચર્યથી રહો અને તમે કોણ છો ? તેની તપાસ કરો. પશુપક્ષી કોઇ વાવતાં નથી કે લણતાં નથી, કોઈ કમાતાં નથી, વેપાર કરતાં નથી, છતાં તેમને યોગ્ય ખોરાક મળી રહે છે. જો સાદાઈથી રહેવાની ટેવ પડે તો એકાંત વધારે લઇ શકાય અને આધ્યાત્મિક વાતાવરણનો લાભ પણ લઈ શકાય, આવું શિક્ષણ બધા દેશોમાં ફેલાશે ત્યારે નવો ઇતિહાસ રચાશે. શ્રીરમણાશ્રમમાં સાંજના ૬॥ થી ૮॥ સુધી વેદ પાઠ અને ધ્યાનનો વખત રહે છે. પહેલાં વેદપાઠ સંસ્કૃતમાં થાય છે. તે પોણો કલાક ચાલે છે. તે પછી પોણો કલાક સૌ ધ્યાન કરે છે તે પછી ॥ કલાક તામીલ ભાષામાં ભજન અથવા સ્તુતિ ગાવામાં આવે છે.

રાતના ૮॥ વાગે ભોજન માટે ભોજનગૃહમાં સૌ જાય છે.

૯ વાગ્યા સુધીમાં તે કામ પૂરું થઇ જાય છે. તે પછી ૯થી૧૦ા સુધી ફરીથી બધા આશ્રમના ઓરડામાં બેસે છે. તે વખતે કોઇને કાંઇ પ્રશ્ન પૂછવો હોય તો પૂછી શકે છે. કોઇને કાંઇ પૂછવું ન હોય તો બધા શાંત બેસી રહે છે. મહર્ષિ એમ કોઇને કહેતા નથી કે કોઇને પ્રશ્ન પૂછવા હોય તો પૂછી શકે છે. તેમને મૌન રહેવું બહુ ગમે છે. તે એવી જ માન્યતા રાખે છે કે જે બધામાં એક આત્મા છે તો વાતચીતથી અસર કરવાની ખાસ જરૂર નથી. તેથી દ્દષ્ટિથી અને ધ્યાનથી તે વધારે અસર કરે છે. આ પ્રમાણે આખો દિવસ આ આશ્રમનું વાતાવરણ બહુ શાંત અને આધ્યાત્મિક ભાવવાળું જણાય છે.

જેમ પાયખાનામાં રહીને ફૂલની સુગંધ લઈ શકાતી નથી તેમ માયાના સુખમાં રહીને આત્માનો આનંદ લઇ શકાતો નથી. આત્મજ્ઞાન મેળવવા માટે તેને લાયક સાધન તૈયાર કરવું જોઈએ. જે વસ્તુ જોઇએ તેને માટે જે ભાવ રાખેલ હોય તે ભાવ આપ્યા વગર તે વસ્તુ મળશે નહિ. આર્યોની પ્રજાનું સવારથી રાત સુધીનું કર્તવ્ય એવી રીતે યોજાયેલું હતું કે તે કર્તવ્યથી જીવાત્માને પરમાત્માનું સ્મરણ રહ્યા કરતું. હાલનું શિક્ષણ જીવાત્માને અલ્પ ભોગમાં રમાડ્યા કરે છે.

એક સારા સંસ્કારી માણસનું જીવન એવું હોય છે કે તેની હાજરીથી જ બીજાને સારી અસર થાય છે. તે ઉતાવળથી લોકોને ખુશી કરવાનો પ્રયત્ન કરતા નથી પણ અંતરાત્માની પ્રેરણાથી રહે છે. શ્રીરામકૃષ્ણ પરમહંસ ભણેલા નહોતા, તેમણે મઠ કે શિષ્યો કરવાની ઇચ્છા કરી નહોતી. છતાં તેમના આધ્યાત્મિક જીવનથી ઘણાનાં જીવન ફરી ગયાં હતાં. આત્મામાં નિષ્ઠા કેવી રીતે મેળવવી તેના પ્રયોગ તેમણે પોતાની જિંદગીમાં કરી બતાવ્યા હતા. એ વસ્તુ જગતના સુધારામાં કાયમને માટે ઉપયોગી છે. મહર્ષિએ પણ પોતાના જીવનમાં એ વસ્તુ સિદ્ધ કરી બતાવી છે.

પ્રજાસત્તાક રાજ્યમાં પણ માત્ર લોકોને મત આપવાનો

અધિકાર આપવાથી લોકોમાં સદ્‌ગુણ આવી જતા નથી. સદ્‌ગુણી થવા માટે સતને જાણવું જોઇએ.

સંચાઓની શોધથી કેટલીક સગવડો વધી છે અને એ સગવડોને લોકો સુધારો માની બેઠા છે. પણ એ ખરો સુધારો નથી. એ સગવડોની અતિશયતામાં માણસ પોતે પોતાને ભૂલી ગયો છે. માણસોએ જેટલી જીત સંચાઓ ઉપર મેળવેલી છે તેટલી પોતાના સ્વભાવ ઉપર જીત મેળવેલી નથી. હાલની વિદ્યામાં શરીર એ હું છું, એ વાતનું સતત સ્મરણ રહે છે. આર્યોની વિદ્યામાં ધીરે ધીરે તેનુ વિસ્મરણ કરવામાં આવતું હતું. તે વિદ્યાનો નમૂનો શ્રીરમણાશ્રમમાં જોવામાં આવે છે.

## ૪ : પદાર્થશોધન

મહર્ષિના ઉપદેશમાં મુખ્ય જોર "હું કોણ ?" ની તપાસ કરાવવા તરફ છે. એ બાબત ઉપર તેમણે એક નાનું પુસ્તક પણ લખેલ છે. માણસ બીજું જાણવાની મહેનત કરે છે પણ જાણનારને જાણવાની મહેનત કરતો નથી, તેથી અનેક જાતની મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. કોઇ પણ જ્ઞેય જ્ઞાતા વગર સિદ્ધ થતું નથી તેથી જ્ઞેયના વિચારની સાથે જ્ઞાતાનો પણ વિચાર કરવાની જરૂર છે.

પણ જ્ઞાતાનો વિચાર કરવો શી રીતે ? જે તત્ત્વ ભાસક કોટીમાં છે તે ભાસ્ય કોટીમાં આવતું નથી. જ્ઞાતા જ્ઞેય થતો નથી તો તેને જાણવો શી રીતે ? જે જ્ઞેય હોય, જાણી શકાય તેવું હોય તે જાણી શકાય છે. આત્મા જ્ઞેય થતો નથી છતાં તેને જાણો એમ બધા સંતો કહે છે.

ગુણાતીત સ્વરૂપ જાણવા માટે ગુણમાં રહેલ જીવે ગુણાતીત થવું જોઈએ. વળી તે ગુણાતીત થાય તો ગુણમાં રહી શકે નહિ તેથી ગુણમય દશામાં રહીને ગુણાતીત સ્વરૂપ જાણવું બની શકે

તેવું નથી. છતાં શાસ્ત્રો અને અનુભવી પુરુષો તે માટે યોગ્ય સાધન બતાવે છે.

મહર્ષિ કહે છે કે "હું કોણ છું ?" તેની શોધ કરો. એ વિચાર ક્યાંથી આવે છે તેના મૂળ તરફ વળો. તે ન સમજાય તો જેનાથી સમજાતું તેની શોધ કરો. આ પ્રક્રિયા વેદાન્તને મળતી આવે છે. જિજ્ઞાસુને આ શોધમાં મદદ કરવા માટે વેદાન્તમાં પદાર્થશોધનની રીત આપેલી છે. એટલે કે જીવ, જગત અને ઈશ્વરના બે અર્થ કરી, પછી ખોટા અર્થમાંથી છોડાવી સાચા અર્થમાં વેદાન્ત જિજ્ઞાસુને વાળે છે. સામાન્ય રીતે જે અજ્ઞાનમાં રહેલ જીવ છે અને જે સર્વજ્ઞ ઈશ્વર છે તેનો અભેદ બને નહિ પણ જીવ અને ઈશ્વરના વાચ્યાર્થ અને લક્ષ્યાર્થનો ભેદ જણાવી બંન્નેના લક્ષ્યાર્થની એકતા ઘટાકાશ અને મહાકાશની માફક નીચે પ્રમાણે બની શકે છેઃ–

ત્વંપદ વાચ્યાર્થ એટલે જીવ, ચિદાભાસ, પ્રમાતા, અલ્પજ્ઞ, અલ્પ શક્તિવાળો, અંતઃકરણ ઉપહિત ચેતન.

ત્વંપદ લક્ષ્યાર્થ એટલે સાક્ષી, કૂટસ્થ, પ્રત્યગાત્મા, દ્રષ્ટા વગેરે.

તત્પદ વાચ્યાર્થ = ઈશ્વર, શબલબ્રહ્મ, સગુણબ્રહ્મ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર સર્વજ્ઞ, સર્વશક્તિમાન.

તત્પદ લક્ષ્યાર્થ = બ્રહ્મ, નિર્ગુણ, નિર્વિકાર, નિર્ધર્મ છતાં સ્વરૂપ, નિષ્પ્રપંચ, માયારહિત શુદ્ધ ચૈતન્ય.

ઉપર પ્રમાણે પદાર્થશોધન કરી જોતાં, ત્વંપદ વાચ્યાર્થ અને તત્પદ વાચ્યાર્થનો અભેદ થઈ શકતો નથી, બન્નેના લક્ષ્યાર્થનો અભેદ થઈ શકે છે. એ વેદાન્તમાં પ્રસિદ્ધ રીત છે, અને તે રીતે ઘણા ગુરુઓ શિષ્યને આત્મા તરફ વાળી શકે છે.

જે જીવ દેહને હું માની બેઠેલો હોય છે તે જીવની દશાને જીવનો વાચ્યાર્થ કહે છે. દેહના અભિમાનરહિત જીવના સાચા સ્વરૂપની દશાને (પ્રત્યગાત્માને) જીવનો લક્ષ્યાર્થ કહે છે.

ઉપરની રીત પ્રમાણે આત્મા પ્રકૃતિના ધર્મોથી અસગ હોવાથી જેઓ વ્યવહારથી પણ કેટલેક અશે અસગ રહી શકતા હોય તેમને તે રીત ફાવે છે જેઓના પ્રારબ્ધમા વ્યવહાર વધારે હોય તેમને આ પદાર્થશોધનની રીત સમજાતી નથી અને સમજાય છે તો તે પ્રમાણે વર્તી શકાતુ નથી શ્રીમદ્ ભાગવતમા એકાદશસ્કધના ૭મા અધ્યાયમા જ્યારે ભગવાને ઉદ્ધવજીને આવુ જ્ઞાન આપવાનુ શરૂ કર્યુ ત્યારે ઉદ્ધવજી એ કહ્યુ કે આવુ જ્ઞાન તો સાધુસન્યાસીઓ બરાબર સમજી શકે અને તે પ્રમાણે વર્તી શકે, અમે ઘરમા રહેલા સવારથી સાજ સુધી મારુ તારુ કરનારા માટે આવુ જ્ઞાન સમજવુ અને તે પ્રમાણે રહેવુ બહુ મુશ્કેલ છે માટે આ જ્ઞાન સમજાય અને સ્થિર થાય એવો કોઈ ઉપાય બતાવો તેના જવાબમા ભગવાને શ્રી ગુરુદત્તાત્રેયના ૨૪ ગુરુનું વર્ણન આપી ખરા વૈરાગ્યનુ સ્વરૂપ સમજાવ્યુ અને કહ્યું કે આવો વૈરાગ્ય હોય તો અદ્વૈતજ્ઞાન ટકવામા મુશ્કેલી આવે નહિ જ્ઞાનને ટકાવવા માટે મુખ્ય સાધન વૈરાગ્ય છે કારણ કે જ્ઞાની જે આત્મામા નિષ્ઠા કરે છે તે પ્રકૃતિથી અસગ સ્વરૂપ છે

મહર્ષિમા વૈરાગ્ય નાની ઉમરથી ઘણો હતો તે પોતે નૈષ્ઠિક બ્રહ્મચારી છે તેથી કુટુબ જેવુ તેમણે કઇ જોયુ નથી તેથી તેમને ઉપર જણાવેલ જ્ઞાન મેળવવામા ખાસ મોટી અગવડ લાગી નથી, એટલુ જ નહિ પણ કોઇ પૂર્વજન્મના પુણ્યને યોગે માત્ર ૧૭ વર્ષની નાની ઉમરે તે પોતાના આત્માને દેહથી જુદો જોઈ શકતા હતા તે પછી તે અનુભવમા તેમણે લગભગ ૫૦ વર્ષ સુધી રમણ કર્યું સુવડને દિવસે અધારુ દેખાય છે તે માણસ થાય તો તેને વૃત્તિ વગર, પ્રયત્ન વગર અજવાળુ સહેજ દેખાય છે તેવી જ રીતે જ્યારે માણસને આત્મજ્ઞાન થાય અને તેમા નિષ્ઠા થાય ત્યારે બ્રહ્મભાવ સહજ સ્ફુર્યા કરે છે.

**या निशा सर्व भूतानाम तस्या जागर्ति संयमी ।**

શ્રી મહર્ષિ જિજ્ઞાસુને કહે છે કે "હુ કોણ?" એ પ્રશ્ન પોતાને પૂછવો, પછી એ પ્રશ્ન જ્યાથી ઉત્પન્ન થાય છે તે તરફ

લક્ષ રાખી ત્યાં વૃત્તિને લઈ જવી. એટલે આવરણ ભંગ થઇને સ્વરૂપનો પ્રકાશ થશે. એ અભ્યાસની રીત છે પણ તેની સાથે અનાત્માના પ્રત્યય દૂર કરવા માટે વૈરાગ્યની રીત પણ દૃઢ કરવી જોઇએ. તેમને પોતાને માટે વૈરાગ્ય કેળવવાની ખાસ જરૂર રહી નહોતી કારણ કે વૈરાગ્ય તો એમના સ્વરૂપમાં આવી ગયો છે. પણ બીજા સાધક માટે આવા અભ્યાસની સાથે વૈરાગ્ય પણ વધારવાની જરૂર છે.

એક માણસે મહર્ષિની રીત પ્રમાણે બુદ્ધિથી એવો તર્ક કરવા માંડ્યો કે 'હું કોણ ? હું કોણ ?' પણ તેને કાંઈ અનુભવ થયો નહિ, ઊલટું મનમાં ગભરામણ થયું. તેણે એ વાત મહર્ષિને કહી. મહર્ષિએ જવાબ આપ્યો કે એ વાત માત્ર બુદ્ધિથી નહિ પણ લાગણીથી અનુભવમાં લેવાની છે. 'હું છું' એ વિચારને ધારણ કરનાર પણ હું શુદ્ધ ચૈતન્ય છું એવી ભાવનાથી અંદર ઊંડા ઊતરી અનુભવ લેવાનો છે.

જેઓને આવી રીતે અનુભવ લેવાનું અઘરું લાગે છે અને સ્થિતિ બંધાતી નથી તેમને મહર્ષિ કહે છે કે અનાત્માનો નિષેધ કરતાં શીખો, એટલે ઉપર કહેલી રીતે જીવનો વાચ્યાર્થ એ મારું સ્વરૂપ નથી, દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન વગેરે હું નથી. જે હું નથી તેને ભૂલવાથી જે હું છું તેની ખબર પડશે. એ રીતે જીવના લક્ષ્યાર્થનો અનુભવ થશે. તેને જ સચ્ચિદાનંદ કહે છે. આ રીતે મન શાંત થઈ જશે. મનની શાંતિ સાથે જગત પણ મિથ્યા લાગશે. ઊંઘમાં મન નથી તો જગત નથી. સ્વપ્નમાં મન છે તો જગત છે. જાગૃતમાં પણ મન છે તો જગત છે. તેથી મનની સાથે જગત રહે છે. જે દશામાં જગત દેખાય છે તે દશામાં મન છે અને જે દશામાં મન છે તે દશામાં આત્માનો અનુભવ સ્પષ્ટ મળશે નહિ. જ્યારે આત્માનો અનુભવ આવશે ત્યારે જગત જુદા દૃશ્ય તરીકે રહી શકશે નહિ. તે વખતે મન અને જગત મિથ્યા થઈ જશે. મિથ્યા એટલે જે ખોટું હોય છતાં સાચા જેવું દેખાય, તેનાથી વ્યવહાર થાય અને જે બીજી

દશામા બાધ પામે

એવી મિથ્યા વસ્તુઓમા જ્યારે મન ભગે છે ત્યારે તે નબળું પડી જાય છે જો એવી મિથ્યા વસ્તુના વિચાર મનની પાસેથી દૂર કરી શકીએ તો મનમા ઘણી શક્તિ આવે છે દરેક વિચારનુ કારણ શોધી તેમને મૂળથી પકડી દૂર કરવાની ટેવ પાડવી જોઇએ, સાથે સાથે બીજાના કામની વચ્ચે ડખલ કરવાની ટેવ છોડવી જોઇએ

એક દિવસે એક જિજ્ઞાસુએ શ્રી મહર્ષિને નીચે પ્રમાણે પ્રશ્નો પૂછયા હતા અને તેના જવાબ તેમણે નીચે પ્રમાણે આપ્યા હતા —

પ્રશ્ન —હુ કોણુ છુ ? કયાથી આવ્યો ? વગેરેનો મનથી સતત જપ કરવો કે એક બે વખત તે પ્રશ્ન મન આગળ રજૂ કરીને, અહંકારના મૂળમા ઊતરવું અને જગતના વિચાર બધ કરવા ?

ઉત્તર —હું કોણુ ? હુ કોણુ ? એવો જપ કરવો નહિ એક વખત એ પ્રશ્ન મન આગળ મૂકીને પછી 'હુ' નુ મૂળ શોધવુ, અને બીજા વિચાર બધ કરવા કોઈ માણસનુ નામ દેશાઈ હોય તો 'હુ દેશાઈ છુ, હુ દેશાઈ છુ' એવો જપ કરવાની જરૂર નથી, તેમ હુ બ્રહ્મ છુ એવો જપ કરવાની પણ જરૂર નથી બધી સાધનામા મનને શાત રાખવાનુ છે જપથી મન શાત રહેશે નહિ તે કરતા મનના દ્રષ્ટાને એટલે સાક્ષીનો બ્રહ્મરૂપે અનુભવ લેવો અને બ્રહ્મનો સાક્ષી તરીકે અનુભવ લેવો

પ્રશ્ન —પ્રાણાયામ નિયમસર કરવો કે નહિ ? તેની સાથે સાથે **કોऽहम्** નો પ્રશ્ન લેવો કે નહિ ? તે પ્રશ્ન વખતે પ્રાણનુ બહાર જવુ-આવવુ થાય તે તરફ ધ્યાન આપવુ કે નહિ ?

ઉત્તર —પ્રાણાયામ કરવાની ખાસ જરૂર નથી પ્રાણ તરફ ધ્યાન રાખ્યા વગર હું કોણુ ? ની શોધ કરી શકાય તો વધારે સારુ જેઓ મનને કોઇ પણ રીતે એકાગ્ર નથી કરી શકતા

તેમને માટે પ્રાણાયામ છે. જ્યારે મનોબળ વધે ત્યારે પ્રાણાયામની જરૂર રહેશે નહિ. પ્રાણાયામ એ મનરૂપી ઘોડાને વશ રાખવાની લગામ છે.

જ્ઞાનીને માટે પ્રાણાયામની જરૂર નથી. તેમને માટે અનાત્મ બુદ્ધિ હઠાવવી એ રેચક પ્રાણાયામ છે અને સ્વરૂપમાં સ્થિતિ કરવી એ કુંભક પ્રાણાયામ છે.

પ્રશ્ન—હું કોણ ? એ પ્રશ્ન કોને લાગુ થાય છે ?

ઉત્તર—એ પ્રશ્ન અહંકારને લાગુ થાય છે, આત્માને લાગુ થતો નથી.

પ્રશ્ન—कोऽहम्नीતપાસની સાથે शिवोऽहम् એમ બોલવું કે નહિ ? અથવા મન બુદ્ધિ શરીર વગેરે હું નથી એમ બોલવું કે નહિ?

ઉત્તર—શોધ વખતે એવા ઉત્તર મનને દેવા નહિ.

જવાબ અંદરથી આવવા દેવો. અહંકારનો જવાબ સાચો નથી, જ્ઞાનમાર્ગે તપાસ કરી (પ્રશ્નનો જવાબ ન આવે ત્યાં સુધી) પ્રશ્ન પૂછયા કરો, એ તપાસને ધ્યાન કહે છે. તેમાંથી જે નિષ્ક્રિય શાંત જ્ઞાનમય દશા ઉત્પન્ન થશે તેને જ્ઞાન કહે છે.

પ્રશ્ન—હાલમાં મારા ગુરુના કહેવા પ્રમાણે હું સગુણ મૂર્તિનું ધ્યાન કરું છું અને જપ પણ કરું છું. હવે હું કોણ ? ની તપાસ માટે મારો અધિકાર થયો છે કે નહિ ?

ઉત્તર—"હું" એ પણ ગુરુમંત્ર છે. બૃહદારણ્યક ઉપનિષદમાં કહેલું છે કે ભગવાનનું પહેલું નામ "હું" હતું. अहम्-नामाभवत् ॐ પણ પાછળથી થયેલ છે. આત્મા હંમેશાં હું હું કરે છે. વળી જપ કરનાર વગર કોઈ જપ જણાતો નથી. હું નો જપ બધા કર્યા કરે છે. તેના તરફ લક્ષ રાખવાથી ધ્યાન સારું થઇ જશે. ધ્યાનનું ફળ જ્ઞાન છે. છતાં તમારે સગુણ ઉપાસના ચાલુ રાખવી હોય તો રાખો. જેને જે સાધન ફાવે તે તેને માટે ઠીક છે.

પ્રશ્ન—હું જપ, મંત્ર, લેખન, કીર્તન, ભજન, સ્વાધ્યાય અને ઉપદેશનું કામ કરું છું અને ધાર્મિક બોધ છપાવીને તેનો પ્રચાર કરું છું. એ કામ મારે ચાલુ રાખવું કે કેમ ? એટલે કે જ્યારે "હું કોણ ?" ની તપાસ કરું ત્યારે તેની સાથે એ બધાં કામ ચાલુ રાખવાં કે કેમ ?

ઉત્તર—'હું કોણ ?'ની તપાસ છોડ્યા વગર એ બધા કામ ચાલુ રાખવાનું ગમે તો કરો. તમારા પ્રારબ્ધ પ્રમાણે કામ થયા કરશે. જપકીર્તન, લોકસેવા વગેરે શાને માટે છે તે પહેલાં સમજી લેવું જોઈએ. તમે જેવા છો તેવા થઈને રહો, ખરો જપ એ નિત્ય વસ્તુ છે. જપ અને ભગવાન એક છે. નામ અને નામીનો અભેદ છે. તે બાબતમાં ભક્ત નામદેવે સારો ખુલાસો કરેલો છે. તે કહે છે કે:

"નામ આકાશ સુધી બધા લોકમાં અને વિશ્વમાં વ્યાપ્ત છે. તેને કોણ માપી શકે ? અજ્ઞાની જીવો ૮૪ લાખ યોનિમાં ભટકે છે, નામદેવ કહે છે કે નામ અમર છે, રૂપ ઘણાં છે અને નામ સર્વરૂપ છે.

"નામ રૂપમય છે અને રૂપ નામમય છે. તે બન્ને અભિન્ન છે. નામથી વધારે મોટો મંત્ર નથી. નામ કેશવ છે. ભક્તને તેની ખબર છે.

"જેને ખરા 'હું'ની ખબર છે તેને નામના માહાત્મ્યની ખબર છે. પોતાના નામની જેને ખબર નથી તેને વ્યાપક તત્ત્વના નામની પણ ખબર નથી. જે પોતાને જાણે છે તે નામને સર્વત્ર દેખે છે. નામ અને નામી અભિન્ન છે. તેમા ભેદ જોવો એ માયા છે. સંતોને પૂછીને ખાતરી કરો.

"જ્ઞાનથી કે ધ્યાનથી નામનું તત્ત્વ ખબર પડશે નહિ માટે ગુરુનું શરણ લ્યો. એમ જાણો કે હું નામ છું. હું ને શોધી તેમાં ડૂબી જાઓ. ત્યાં ભેદ નથી. દ્વૈત અને અદ્વૈતથી પર નામ છે. નામ પરબ્રહ્મ છે, ત્યાં ભેદ નથી."

પ્રશ્ન—મારી હાલની દશામાં શ્રદ્ધા, દીનતા, શરણભાવ, જોઈએ તેટલાં છે કે નહિ? તે અપૂર્ણ હોય તો તેને કેમ પૂર્ણ કરવાં?

ઉત્તર—તમે પૂર્ણ જ છો, અપૂર્ણતાના વિચાર છોડો. કાંઈ નાશ કરવાનું નથી. અહંકાર એ સાચી વસ્તુ નથી. પ્રયત્ન પણ મન કરે છે. મન પણ સાચું નથી, જેમ રજ્જુમાં ભૂલથી દેખાતા સર્પને મારીને કાઢવો પડતો નથી તેમ મનને મારવાની જરૂર નથી. મનનું સ્વરૂપ સમજવાથી મન અદૃશ્ય થશે. નિત્ય નિવૃત્તની નિવૃત્તિ છે.

પ્રશ્ન—મારે સિદ્ધાસન, કુશાસન વગેરે કરવાં કે નહિ?

ઉત્તર—આત્મામાં નિષ્ઠા કરવી એ ખરું આસન છે. તે આસનમાં સ્થિર થાઓ. આત્મા કયા આસન ઉપર બેસે? આસન વગર આત્મજ્ઞાન ન થાય એ વાત ખોટી છે. આત્માને આસનની જરૂર નથી. આસન અમુક પ્રકારનું જ જોઈએ એવી જરૂરિયાતો મનને ચંચળ બનાવી દે છે.

પ્રશ્ન—મારે સ્વાધ્યાય માટે કયાં કયાં પુસ્તકો વાંચવાં?

ઉત્તર—આત્મા એ જ ખરું પુસ્તક છે. તે પુસ્તકમાં તમે ગમે ત્યારે દૃષ્ટિ કરી શકો છો. તે કોઈ લઈ જઈ શકે તેમ નથી. જ્યારે જ્યારે ફુરસદ મળે ત્યારે આત્મા તરફ વળો. પછી જે વાંચવું હોય તે વાંચજો.

પ્રશ્ન—ધ્યાનમાં થાક, બીક, ચિંતા વગેરે આવે તો તેને મૂળથી કેવી રીતે દૂર કરવાં?

ઉત્તર—એ શંકા કોને થાય છે તેની તપાસ કરો! એ પ્રમાણે તપાસ કરતાં તે જતાં રહેશે. તે અનિત્ય ભાવ છે. તેના તરફ ધ્યાન ન રાખો. જ્યારે દ્વૈતનું જ્ઞાન થાય છે, ત્યારે બીક ઉત્પન્ન થાય છે. તમારા સિવાય બીજા છે. એવું જ્યારે લાગે છે ત્યારે બીક વગેરે લાગે છે. મનને આત્મા તરફ વાળશો તો બીક વગેરે જતાં રહેશે. ચાલુ સ્થિતિમાં મન ચંચળ છે, તે દશામાં એક બીક કાઢશો તો બીજી બીક ઉત્પન્ન થશે અને

તેનો અંત આવશે નહિ. ઝાડનાં પાંદડાં એક પછી એક તોડવામાં મહેનત પડશે. બધી વૃત્તિઓનું મૂળ અહંકાર છે. તેને દૂર કરી શકો તો બધાં પાંદડાં ડાળી વગેરે સુકાઈ જશે.

ખોટા સંસ્કાર માટે દવા લેવા કરતાં ખોટા સંસ્કાર પડે નહિ તેની સંભાળ રાખો.

પ્રશ્ન—આપની પાસે બેસતી વખતે મનને કેવું રાખવું કે જેથી તે આપના આત્માની અસર લઈ શકે ?

ઉત્તર—મનને શાંત રાખો. તે પૂરતું છે. અહીં આ ઓરડામાં શાંત બેસવાથી તમને આધ્યાત્મિક મદદ મળશે. બધી ક્રિયાને છોડવી એ બધી ક્રિયાનું લક્ષ્ય છે. મન શાંત થશે ત્યારે આત્માની શક્તિ અનુભવમાં આવશે. આત્માના તરંગ બધે વ્યાપ્ત છે. જ્યાં મન શાંત હોય ત્યાં તેનો અનુભવ આવવા લાગે છે.

પ્રશ્ન—હું નું મૂળ શરીરમાં છે ?

ઉત્તર—અહંકાર શરીરમાં છે તેથી તેની તપાસ પહેલાં શરીરમાં થાય છે. જ્યારે તેનું મૂળ જડશે ત્યારે અંદર બહાર જેવું કાંઈ રહેશે નહિ. હૃદયમાં તપાસ કરવી તેનો અર્થ હુંમાં તપાસ કરવી. હું અને હૃદય એક જ છે.

પ્રશ્ન—એ હૃદય શરીરમાં જમણી તરફ છે ?

ઉત્તર—જ્યાંથી હું ઉત્પન્ન થાય છે તે હૃદય છે. હૃદય એટલે જ્ઞાનનું કેન્દ્ર સમજવું.

પ્રશ્ન—આપની દૃષ્ટિ સાથે મારી દૃષ્ટિ મેળવું તો ઠીક કે આપના મુખ તરફ દૃષ્ટિ રાખવી તે ઠીક કે આપની પાસે આંખો બંધ કરીને બેસવું તે ઠીક કે કોઈ વસ્તુ ઉપર મનને એકાગ્ર કરવું ?

ઉત્તર—તમારા સ્વરૂપ તરફ દૃષ્ટિ રાખો. આંખો બંધ હોય કે ઉઘાડી હોય તે વાત જરૂરની નથી. બધે એક છે તેથી આંખ બંધ રાખો કે ઉઘાડી રાખો તે સરખું જ છે. ધ્યાન રાખવું હોય તો અંદરના અહમ્ તરફ રાખવું. તે આત્મા છે. તેને આંખ

નથી તેથી આંખની ઉઘાડ-મીંચની જરૂર નથી. આત્મજ્ઞાન થશે ત્યારે જગતના વિચાર આવશે નહિ તમે ઓરડામાં બેસો ત્યારે ઓરડાની બારી ઉઘાડી હોય કે બંધ હોય તે સરખું જ છે, તેમ આત્મભાવે રહો એટલે આંખ બંધ હોય કે ઉઘાડી હોય તે સરખું જ છે, બહારની ક્રિયા થાય કે ન થાય તે જરૂરની વાત નથી.

પ્રશ્ન—ધ્યાન વખતે અને ધ્યાન પછી જગતનાં દુઃખી માણસોના વિચાર મને બહુ આવે છે.

ઉત્તર—તમારામાં અહંકાર છે કે નહિ તેની પહેલાં તપાસ કરો અહંકારને એ વિચાર આવે છે અને તેનાથી નબળાઈ લાગે છે માટે શરીરનું અભિમાન કેમ આવ્યું તેની તપાસ કરો. બધા દુઃખનું કારણ શરીરનું અભિમાન છે. જ્યારે અહંકારની તપાસ કરશો, તેના મૂળની ખબર પડશે, અને તે દૂર કરી શકશો ત્યારે તમે પૂછેલા પ્રશ્નોના જેવા કોયડા રહેશે નહિ.

આટલા પ્રશ્ન થયા પછી એક માણસે એવો પ્રશ્ન પૂછ્યો કે જે માણસો નીતિથી રહેતા હોય, ધાર્મિક હોય, તેમને ખરાબ સ્વપ્નાં આવતા હશે કે નહિ?

ઉત્તર—તેવાં સ્વપ્નાં આવી શકે છે. તે પૂર્વના સંસ્કારોનું પરિણામ છે. પણ જ્ઞાની પુરુષો સારું અને નરસું એ બન્નેની ઉપર જાય છે.

## ૫ : પ્રવૃત્તિ અને નિવૃત્તિ

ગયા પ્રકરણમાં બતાવેલી પ્રક્રિયાનો સાર એ છે કે મહર્ષિની રીતે 'હું કોણ?' ની તપાસ કરતાં હૃદયાકાશમાં ઊંડા ઊતરવું, ત્યાં સ્વયંપ્રકાશ પ્રત્યગાત્માનો અનુભવ થશે અને તે બધા શરીરમાં એક હોવાથી તેનો બ્રહ્મરૂપે પણ અનુભવ થઈ શકશે. તે માટે પહેલાં મનની એકાગ્રતા કેળવવાની જરૂર છે. પણ ત્યાં અટકવાનું નથી. એકાગ્રતા આવ્યા પછી મનની

વિશાળતા પણ કેળવવી જોઇએ. મહર્ષિ કહે છે કે આત્માનું સ્વરૂપ જ્ઞેય નથી છતાં અપરોક્ષ અનુભવ આપી શકે તેવું છે.

એક વખત મહર્ષિ તેમના એક શિષ્યને તામીલ ભાષામાં સચ્ચિદાનંદ આત્માનું સ્વરૂપ સમજાવતા હતા. તે વખતે સંસ્કૃત ભાષાના બે ત્રણ શબ્દ અમારા સાંભળવામાં આવ્યા. તેથી તેમની વાત કાંઈક અંશે સમજવામાં આવી. તે વખતે તેમની કહેવાની મતલબ એવી હતી કે આત્માનો સાક્ષાત્ નિર્દેશ વાણીથી થઇ શકતો નથી, તેથી અસતથી જે વિલક્ષણ છે તે સત, જડથી જે વિલક્ષણ છે તે ચિત, દુઃખથી જે વિલક્ષણ છે તે આનંદ. અસત, જડ અને દુઃખનો અનુભવ સામાન્ય માણસને હોય છે. તેવું આત્મામાં નથી એમ સમજાવવાથી કાંઈક અંશે આત્માનું સ્વરૂપ સમજવામાં આવે છે. પણ હાલના કાળમાં ખોટા તર્કવાળી બુદ્ધિ બહુ વધી ગઈ છે તેથી કોઈ એમ પણ તર્ક કરી શકે કે માયા પણ અસતથી વિલક્ષણ છે, એટલે કે સસલાના શિંગડાની માફક તે અસત નથી. એ વાત સાચી છે છતાં માયા જ્ઞાન દશામાં બાધ્ય થઇ જાય છે. આત્મા કોઈ દશામાં બાધ્ય થતો નથી એટલું જ નહિ પણ આત્મા માયાનો બાધક થઈને બાધ્ય-બાધક ભાવની ઉપર જાય છે.

ત્રણે કાળમાં જે અબાધિત રહે તેને સત કહે છે. ત્રણે કાળમાં જે સર્વને જાણે ને ચિત કહેવાય છે, ત્રણે કાળે જે પરમ પ્રેમનો વિષય તેને આનંદ કહે છે. તેનો વધારે નિર્ણય નીચે પ્રમાણે કરવો:—

૧. જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ વગેરેમાં હું છું. તેથી હું સત છું.

૨. જાગૃત સ્વપ્ન, સુષુપ્તિનો બાધ થઇ જાય છે તેથી તે અસત છે. તે મારામાં નથી.

૩. હું જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિને જાણું છું તેથી ચિત છું.

૪. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ મને જાણી શકતાં નથી તેથી તે અસત છે, તે મારામાં નથી.

૫. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિમાં હું પ્રિયરૂપ છું, તેથી હું આનંદરૂપ છું.

૬. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ વ્યભિચારી હોવાથી પ્રિય નથી, તે મારામાં નથી.

પ્રિયતા અથવા આનંદ અદ્વૈત ભાવની સાથે રહે છે તેથી જ્યારે આત્મા વ્યાપક થાય ત્યારે માયાનો અભાવ થવો જોઈએ. જેઓ માયાને સાચી માને છે તેઓ આત્માને વ્યાપક લઈ શકતા નથી.

એવી સ્થિતિમાં વ્યવહાર શી રીતે થઈ શકે ? એ મુશ્કેલી ઘણા સાધકને લાગે છે. સાધન દશામાં એ મુશ્કેલી જરૂર જણાય છે પણ જ્યારે અનુભવની દશા આવશે ત્યારે એ મુશ્કેલી બહુ લાગશે નહિ. અનુભવમાં સત્તા એક છે અને વસ્તુ એક છે. તેમાં વધઘટ થતી નથી. તેથી કોઈને કાંઈ કહેવાની જરૂર નથી અને વાણીની જરૂર નથી, છતાં વાણી બોલાય તો બીજું કાંઈ બની જતું નથી. ગાય બેસે ત્યારે ગાય હોય અને ચાલે ત્યારે ભેંસ બની જતી નથી, તેવી જ રીતે ક્રિયા થવાથી બ્રહ્મ બ્રહ્મરૂપે મટી જતું નથી. તેને કર્મની જરૂર નથી છતાં કર્મ થાય તો બીજું બની જતું નથી, વિચારની જરૂર નથી છતાં વિચાર થાય તો બીજું બની જતું નથી. અનુભવની દશા ઉત્પન્ન થશે ત્યારે વાતો અને કર્મ જરૂર ઓછાં થઈ જશે. વાતો અને કર્મ કરવાની બહુ રુચિ હોય ત્યારે જ તે ઘણા પ્રમાણમાં આવે છે. ઉપાદાન કારણ નિમિત્તને ખેંચી લાવે છે. જ્યારે વાણી કે વિચારની જરૂર નહિ લાગે ત્યારે તેમનું જોર ઘણું ઓછું થઈ જશે. સહજ રીતે જ્ઞાનના જોરથી વ્યવહાર ઓછો થાય તો તે સાચી દશા ગણાય છે પણ કંટાળીને વ્યવહાર છોડવાથી (વ્યવહાર સમજપૂર્વક દૂર કરેલ ન હોવાથી) સાચી રીતે દૂર થશે નહિ. કેટલાકને વ્યવહાર ઓછો થાય તો જ આગળ વધી શકાય તેવું લાગે છે. એવો એક પ્રસંગ નીચે પ્રમાણે બન્યો હતો.

એક વખત શ્રી રમણાશ્રમમાં ગુજરાતના એક શેઠ સત્સંગ માટે આવ્યા હતા. તેમણે આત્મજ્ઞાન માટે ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં એવું લાગતું હતું. વ્યાવહારિક દૃષ્ટિએ ઈશ્વરકૃપાથી ધનવાન, પુત્રવાન અને આયુષ્યવાન થયા હોય તેવું લાગતું હતું. તેમણે નીચે પ્રમાણે કેટલાક પ્રશ્ન મહર્ષિને પૂછ્યા હતા અને તેના જવાબ મહર્ષિએ નીચે પ્રમાણે આપ્યા હતા:—

પ્રશ્ન—આત્મજ્ઞાન માટે પુરુષાર્થ કરવા માટે માણસે બીજી પ્રવૃત્તિ ઓછી કરવી જોઈએ કે નહિ ?

ઉત્તર—આત્માને પ્રવૃત્તિ સાથે કે નિવૃત્તિ સાથે સંબંધ નથી. આત્મા પોતાના સ્વરૂપની શક્તિથી રહે છે. તેનો વિચાર કરો.

પ્રશ્ન—આત્મજ્ઞાન કેવી રીતે મળે ?

ઉત્તર—એ પ્રશ્ન જેને થાય છે તેનો વિચાર કરો.

પ્રશ્ન—મૂળ પ્રકૃતિ ચૈતન્યરૂપ છે ?

ઉત્તર—હા

પ્રશ્ન—નીચેની પ્રકૃતિ જડ છે.

ઉત્તર—જડ જેવી દેખાય છે. વાસ્તવમાં તત્ત્વ એક છે તેથી બધું ચિન્મય છે.

પ્રશ્ન—બીમાંથી ઝાડ થાય છે તેમ એકમાંથી અનેક થયા છે ?

ઉત્તર—એકનું ભાન થશે ત્યારે અનેક દેખાશે નહિ.

પ્રશ્ન—ત્યારે અનેક કેવી રીતે થયા ?

ઉત્તર—ભ્રાંતિથી એવું દેખાય છે.

પ્રશ્ન—ભ્રાંતિ કેવી રીતે થઈ ?

ઉત્તર—એ પ્રશ્ન કોને થાય છે તેનો વિચાર કરો.

પ્રશ્ન—એ માટે શું કરવું જોઈએ ?

ઉત્તર—અવિચારથી ઉત્પન્ન થયેલી ભ્રાંતિ વિચારથી જશે.

પ્રશ્ન—જીવાત્મા એ શી વસ્તુ છે ?

ઉત્તર—એ પ્રશ્ન જેને થાય છે તેનો વિચાર કરો, એટલે કે તમે કોણ છો ? તેનો વિચાર કરો. સ્વરૂપના વિચારથી બધી મુશ્કેલી દૂર થઈ જશે.

પ્રશ્ન—તમે એક પુસ્તકમાં લખેલું છે કે મનને મારવું જોઇએ તો તે કામ કેવી રીતે કરવું ?

ઉત્તર—મનનું સ્વરૂપ જાણવાથી મનનો નાશ કરવો સહેલો થશે.

પ્રશ્ન—પાછલા સંસ્કારનું સ્ફુરણ તેને મન કહે છે.

ઉત્તર—એ સંસ્કાર અને તેનું પરિણામ સાચાં નથી. ઊંઘમાં તે જતાં રહે છે.

પ્રશ્ન—એવા મનને શી રીતે વશ કરવું ?

ઉત્તર—આત્માના વિચાર સિવાય બીજી કોઇ રીતે મન મરે તેવું નથી.

આ વાતચીત આટલે પહોંચી તેવામાં વચમાં કોઇએ એવો પ્રશ્ન કર્યો કે બધાં કર્મ અને તેનાં ફળ ભગવાનને અર્પણ કરીએ તો મન વશ થાય કે કેમ ?

ઉત્તર—તેમ કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય પણ મન મરશે નહિ. કોઇ માણસ દારૂ પીને રખડતો હોય અને તે એમ માને કે તેણે પોતાનું તે કર્મ અને તેનું ફળ ભગવાનને અર્પણ કરેલું છે. તે વખતે તેનાથી કાંઈ ભૂલ થઈ જાય અને તે માટે બીજા તેને લાકડીથી મારે તો તે માર પણ ભગવાનને અર્પણ કરવો જોઈએ. પણ તેવું કોઇ કરતું નથી. માર વખતે તેની દશા જુદા પ્રકારની થઈ જાય છે. માટે અર્પણતાથી પણ મન પૂરું મરતું નથી. શરણાગતિમાં જે શરણાગતિ કરે છે તેને શરણ રાખવો એ બહુ મુશ્કેલ કામ છે.

આ પ્રસંગ મહર્ષિ બહુજ સરળ રીતે સમજાવતા હતા; પણ તેમની માતૃભાષા તામીલ હોવાથી તેનો અર્થ બીજા અંગ્રેજી ભાષામાં સમજાવતા હતા. પણ તેઓ તેનો ભાવ પકડી શકતા નહોતા. તેથી ભાષાંતરમાં જેટલું જોર આવવું જોઇએ તેટ

આવતું નહોતું.

ઉપરના બધા પ્રશ્નોમાં માયાના સ્વરૂપનો પ્રશ્ન સમાયેલો છે. માયાનો ખુલાસો નીચે પ્રમાણે પાંચ રીતે થઈ શકે છે:—

(૧) જે ખોટી હોય, (૨) છતાં સાચા જેવી લાગે. (૩) તેનાથી વ્યવહાર થાય, (૪) બીજી દશામાં બાધ પામે અને (૫) બાધ પામે છે માટે ખોટી છે.

એમ પાંચ યુક્તિથી માયાનું તત્ત્વ સમજવાની ટેવ પાડીએ તો સમજાય તેવી છે. જે દશામાં માયા લાગે છે તે દશામાં રહેલ માણસને તે સાચા જેવી થઇ જાય છે. સ્વપ્ન વખતે જેમ સ્વપ્નની ભૂલની ખબર પડતી નથી તેમ જાગૃતના વ્યવહાર વખતે તે વ્યવહારમાં રહેલી ભૂલની ખબર પડતી નથી. તેથી સત્સંગ કરીને, વિચારથી, ધ્યાનથી, નવી દશા પ્રાપ્ત કરવાની ટેવ પાડવી જોઇએ. દિવસે અજવાળું છે પણ ઘુવડને અંધારું લાગે છે. તે ઘુવડ તરીકે રહીને અજવાળું જોઇ શકશે નહિ. તેણે અજવાળું જોવું હોય તો માણસોનો સંગ વધારે કરવો જોઇએ અને ઘુવડનો સંગ ઓછો કરવો જોઇએ તેવી જ રીતે જેમને આત્મજ્ઞાન જોઈતું હોય તેમણે સત્સંગ કરી આત્મવિચાર ખૂબ કરવો જોઇએ. તેવા વિચાર માટે પૂરતો વખત રાખવો જોઈએ. એટલો વખત બીજા કામમાંથી નિવૃત્તિ લીધા વગર મળતો નથી. મહર્ષિ કહે છે કે આત્માને પ્રવૃત્તિ સાથે કે નિવૃત્તિ સાથે સંબંધ નથી છતાં આત્મવિચાર આગ્રહપૂર્વક રાખવો જોઇએ. તે માટે (એટલે પોતાને માટે) ખૂબ વખત રાખવો જોઇએ. તેમનું પોતાનું જીવન જોતાં પણ તે વધારે નિવૃત્તિવાળું જણાય છે. એટલી નિવૃત્તિ વગર તે આ દશાએ પહોંચ્યા ન હોત પણ નિવૃત્તિનો ઉપયોગ કરતાં આવડવો જોઇએ. ઘણા સાધુઓને નિવૃત્તિ હોવા છતાં તેનો કેમ ઉપયોગ કરવો તેની તેમને ખબર હોતી નથી. સરકારી નોકરીમાંથી ૫૫-વર્ષે ફારગ થયેલા નોકરોને નિવૃત્તિ મળે છે. છતાં તેઓ પણ તે નિવૃત્તિનો સદુપયોગ કેવી રીતે કરવો તે જાણતા નથી. તેથી આત્મવિચાર માટે પૂરતા વખતની જરૂર

છે અને તે વખતનો સદુપયોગ કેમ થાય તે બરાબર લક્ષમાં રાખવું જોઇએ.

ઉપર પ્રમાણે માયાનું જે સ્વરૂપ જણાવ્યુ તેમાં માયાનો અર્થ અજ્ઞાન અથવા અવિદ્યા એવો કરેલો છે કે જે અજ્ઞાન, જ્ઞાન થતાં દૂર થાય છે જેમ રજ્જુ-સર્પની ભ્રમમાં રજ્જુનું જ્ઞાન થયા પછી સર્પ જેવું કાંઇ રહેતું નથી તેમ બ્રહ્મનું જ્ઞાન થયા પછી જગત જેવું કાંઈ રહેતું નથી. પણુ વૈષ્ણવો એમ માને છે કે જગતને સ્થિતિ છે તેથી વ્યવહાર થઈ શકે છે. જગતને સ્થિતિ આપનાર સ્વરૂપને વિષ્ણુ કહે છે. તેથી વિષ્ણુના ભક્ત વૈષ્ણવ કહેવાય છે. વૈષ્ણવો એમ કહે છે કે જગત ભગવાનની ઇચ્છાથી થયું છે અથવા ભગવાનની શક્તિથી થયું છે અને તેની શક્તિથી ચાલી રહેલું છે. તેથી જગત સાચું છે. જો જગતને સ્થિતિ ન હોય તો કાલે જે માણુસ પરણ્યો તેને આજે ફરીથી પરણવું પડે. છતાં પરણેલા માણુસને સ્વપ્નમાં સ્ત્રીની જરૂર પડે તો તેની જાગૃત અવસ્થાની સ્ત્રી કામ આવતી નથી. તેને તે વખતે નવી સ્ત્રી ઉત્પન્ન કરવી પડે છે. એવી માયાનું સ્વરૂપ સમજવા માટે સૂક્ષ્મ બુદ્ધિની જરૂર છે.

બીમાંથી જેમ ઝાડ થાય છે તેમ ભગવાનમાંથી જગત થયું હોય તો તે દૃષ્ટાંત બરાબર બંધબેસતું નથી. ઝાડ થયા પછી મૂળ બી મળતું નથી તેમ ભગવાનમાંથી જગત નીકળ્યુ હોય તો જગત થયા પછી ભગવાન મળે નહિ. વળી જો બધું ભગવાનમાંથી નીકળ્યું હોય તો જગતમાં વિરુદ્ધ સ્વભાવ કેમ દેખાય છે? દુઃખ, લડાઇ, કજિયા, ધરતીકંપ, રાગદ્વેષ વગેરે ભગવાનમાંથી નીકળ્યાં હોય અને નિરંતર તેમાંથી નીકળ્યા કરે તો એવા ભગવાનની ભક્તિ કરવાનું કોઇને મન થાય નહિ. વળી ભગવાન પોતે નિત્ય તૃપ્ત હોવાથી તેને જગત ઉત્પન્ન કરવાની ઇચ્છા પણુ શા માટે થાય? જો જીવના કર્મનું ફળ જીવને અપાવવા માટે ભગવાને સૃષ્ટિ ઉત્પન્ન કરી તો પહેલા જીવ ક્યારે આવ્યા? અથવા પહેલાં કર્મ ક્યારે આવ્યાં? એ બધા પ્રશ્નો-

ના ખુલાસા તરત કોઈ આપી શકે તેમ નથી અને આપી શકે તો સમજનાર માણસ તરત સમજી શકે તેવું નથી, તેથી માત્ર સૃષ્ટિ જોઇને વિચાર કરવાથી બધા ખુલાસા મળી શકતા નથી પણ સૃષ્ટિને જે જુએ છે તે કોણ છે ? તેનો વિચાર પણ સાથે કરવાથી ઘણા ખુલાસા થઈ શકે છે.

અમે દક્ષિણ હિંદુસ્થાનની યાત્રાએ જતા હતા ત્યારે પુના સ્ટેશને એક વૈષ્ણવ મળવા આવ્યા હતા. તેમણે અમને કહ્યું કે "ઉપનિષદમાં કહેલું છે કે ભગવાનને એકલા ગમ્યું નહિ તેથી પોતાના રમણ માટે એટલે આનંદ માટે સૃષ્ટિ ઉત્પન્ન કરી છે, તેથી બધા નામ અને બધાં રૂપ તેનાં છે." વૈષ્ણવો સજાતીય અથવા વિજાતીય ભેદ માનતા નથી તો પણ સ્વગત ભેદ માને છે એટલે કે એક ઝાડમાં જેમ પાંદડા, ફળ, ફૂલ, ડાળી વગેરે હોય છે તેમ એક ભગવાનમાં બધું રહેલું છે.

આ વિષયમાં બે બાબત સમજવાની રહે છે. ભગવાનને એકલા કેમ ગમ્યું નહિ ? સાધુ પુરુષોને પણ એકાંતમાં એટલો આનંદ આવે છે કે એકાંત છોડવું ગમતું નથી તો પછી ભગવાનને એકાંત ગમતું નહિ હોય એમ કહી શકાય નહિ. વળી સૃષ્ટિ ઉત્પન્ન થવાની જે શ્રુતિઓ ઉપનિષદમાં આપેલી છે તેની વિરુદ્ધની શ્રુતિઓ પણ તેમાં છે, એટલે કે બીજી શ્રુતિઓમાં એમ પણ કહેલું છે કે સૃષ્ટિ ઉત્પન્ન થઈ નથી, ભગવાન નિર્ગુણ નિર્વિકાર છે વગેરે. જો સૃષ્ટિ એ સાચી વસ્તુ હોય તો સૃષ્ટિનો બાધ થવો જોઇએ નહિ, વૈષ્ણવોનો પ્રિય ગ્રંથ જે શ્રીમદ્ ભાગવત છે તેમાં પણ બીજા સ્કંધમાં જ્યાં સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન આવે છે ત્યાં તે વર્ણન આપીને શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે આ સૃષ્ટિની વાત પરમાર્થથી સાચી માનવાની નથી. (૨-૧૦-૩૫) જ્ઞાની પુરુષો તે સાચી માનતા નથી. ફરીથી ત્રીજા સ્કંધમાં જ્યાં સૃષ્ટિની વિગત મૈત્રેય મુનિ વિદુરજીને સમજાવે છે ત્યાં વિદુરજી મૈત્રેયને એવો પ્રશ્ન પૂછે છે કે ભગવાન કે જે નિત્ય તૃપ્ત છે, ચિન્માત્ર છે, મુક્ત છે તેણે આ સૃષ્ટિ કરી શા માટે ? કોઈ

બાળક પણ કાંઈ રમત કરે છે ત્યારે તે પોતે તેમાંથી કાંઇક આનંદ લેવા માટે કરે છે. ભગવાન પોતે આનંદરૂપ હોવાથી તેને સૃષ્ટિ કરવાથી વધારે આનંદ મળતો નથી. જો વધારે આનંદ માટે તે સૃષ્ટિ કરતા હોય તો સૃષ્ટિ ન હોય ત્યારે એટલે પ્રલય કાળે તેનો આનંદ ઓછો થઇ જવો જોઇએ. તેના જવાબમાં મૈત્રેય મુનિ કહે છે કે એ જ ભગવાનની માયા છે કે જેને લઈને વાસ્તવમાં ઉત્પત્તિ ન હોવા છતાં દૃષ્ટિભેદથી ઉત્પત્તિ જેવું જણાય છે, અને ભગવાન નિત્યમુક્ત હોવા છતાં તેનામાં કૃપણતા અને બંધન જેવું જણાય છે, એમ કહી તે બાબત નીચેનાં બે દૃષ્ટાંતથી સમજાવે છે.—

૧. સ્વપ્નમાં કોઈ પોતાનું માથું કોઈએ કાપી નાખ્યું એમ જુએ છે, વાસ્તવમાં તે કપાતું નથી છતાં તેવું દેખાય છે. જાગૃતમાં એવો દેખાવ કોઈ જોઈ શકે નહિ. પોતાની ઠાઠડી જાગૃતમાં કોઈ જોઇ શકે નહિ છતાં સ્વપ્નામાં તેવું દેખાય છે, તેમ જન્મમરણ પણ વાસ્તવમાં સાચાં ન હોવા છતાં તેવાં દેખાય છે.

૨. પાણીનાં ભરેલા અનેક ખાબોચિયાં હોય. તેમાં સૂર્યનું પ્રતિબિંબ પડતું હોય. તે વખતે પવનની અસરથી પાણી ચાલતુ હોય તેમાં સૂર્ય ચાલતો દેખાય છે. તેવી જ રીતે ઉપાધિ-ભેદથી ક્રિયા દેખાય છે અને તે ક્રિયાનો ભ્રમથી ચેતનમાં આરોપ થાય છે. જેટલાં ખાબોચિયા તેટલા સૂર્ય દેખાય છે. તે પ્રમાણે જેટલી ઉપાધિ તેટલા જીવ દેખાય છે. ઉપાધિ સાચી ન હોવાથી એક જીવવાદ સિદ્ધ થાય છે.

તે બે દૃષ્ટાંત ઉપરાંત શ્રીમદ્ ભાગવતમાં સૃષ્ટિની ઉત્પત્તિ વાસ્તવમાં સાચી નથી એમ બીજે કેટલેક ઠેકાણે પણ જણાવેલું છે. શ્રીકૃષ્ણના જન્મ વખતે જ્યારે બ્રહ્મા અને દેવોએ સ્તુતિ કરી છે તેમાં કહેલું છે કે ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ અવિદ્યાથી જણાય છે. એટલે વાસ્તવમાં કાંઈ ઉત્પન્ન થતું નથી.

એક દિવસે એક માણસે મહર્ષિને પૂછ્યું કે સોનાના દાગીનામા સોનું અને ઘાટ બન્ને સાચા લાગે છે. એકલો સોનાનો કટકો શોભા આપતો નથી. મને તો સોનું અને ઘાટ બન્ને ગમે છે તેમ બ્રહ્મ અને જગત બન્ને સાચા લાગે છે

મહર્ષિએ જવાબ આપ્યો-સોનું રાખો કે સોનાનો દાગીનો રાખો, બન્નેમા વસ્તુ એક છે ઘાટનું નામ વ્યવહાર માટે છે જ્યા સોનાના ઘણા દાગીના પડ્યા હોય ત્યા સોનું લાવો એમ કહીએ તો વ્યવહાર ચાલે નહિ બધામા 'હું' એક છે પણ હુને બોલાવો એમ કહીએ તો વ્યવહાર ચાલે નહિ તેથી કોઈ હુનું નામ રામચંદ્ર પાડયુ, કોઈ હુનુ નામ કૃષ્ણલાલ પાડયુ, છતા હું એક છે

પ્રશ્ન —જો એક જગ્યાનો હું બીજી જગ્યાના હુને તુ કહે તો ઘણી ભૂલો થાય

ઉત્તર:—વ્યવહારમા મૂળ વસ્તુ તરફ ધ્યાન રહે તો હરકત ન આવે, પણ સાધારણ માણસો વસ્તુને ભૂલીને નામ જ સાચુ માની લે છે જુદા જુદા હું એ પણ સાચી વાત નથી હુ એક છે. જુદો હુ એ જેમ કોઈ કિલ્લાનો રખેવાળ હોય તેમ દેહનો રક્ષક છે, પણ ભૂલથી લાબા વખતથી તે દેહનો માલિક થઈ બેઠો છે ખરો માલિક બધામા રહેલ એક હુ છે તેથી જ્યારે જુદો હુ ખરા માલિકને શરણ થાય ત્યારે હુ અને મારું દૂર થાય છે વળી જે જેનું હતુ, તેની માલિકીનું તે થવાથી સાચી દશા ઉત્પન્ન થાય છે

પ્રશ્ન—એવો ઉપદેશ જગતમાં ફેલાય તો લડાઇઓ થાય નહિ ?

મહર્ષિએ તેનો જવાબ આપ્યો નહિ વચમાં એક માણસે એમ કહ્યુ કે હાલના માણસો એવો ઉપદેશ સમજી શકે તેવુ નથી. મોતી તો હંસની પાસે જ મૂકી શકાય

# ૬ : સૃષ્ટિદૃષ્ટિવાદ

ઘણા માણસોનુ એવુ માનવુ છે કે સૃષ્ટિ સાચેસાચી ઉત્પન્ન થયેલી છે તે માત્ર જોનારની કલ્પનારૂપ નથી આપણે જે જે સૌદર્ય જોઈએ છીએ, નદી, સમુદ્ર, પર્વતો, તારા વગેરે તે માત્ર આપણી કલ્પના નથી આપણે આપણી મરજી પ્રમાણે સૂર્યને અથવા ચદ્રને અથવા તારાને ફેરવી શકતા નથી એ બધી ભગવાનની બનાવેલી સાચી વસ્તુઓ છે પણ તે રચનાનુ ખરુ સ્વરૂપ મનોમય ભૂમિકામાથી સમજી શકાશે નહિ તે રહસ્ય સમજવુ હોય તો જિજ્ઞાસુએ આત્મજ્ઞાનમા આગળ ચડવુ જોઈએ તે દશામા આવીને જોતા જણાશે કે સૃષ્ટિ બધી વિજ્ઞાનમય છે, અને સૃષ્ટિની વ્યવસ્થા પણ ખરાખર થયેલી છે ભગવાન એવા કોઈ ગાડા માણસ નથી કે જેમ તેમ કાઈ બનાવી દે કે જેથી જે સાચુ ન હોય છતા સાચા જેવુ દેખાય યોગમાર્ગવાળા અને ભક્તિમાર્ગવાળા અનુભવથી કહે છે કે એકમાં અનેક છે અને અનેકમા એક છે તે વિજ્ઞાનમય કોશનો અનભવ છે ત્યા વિચાર કરવાની જરૂર પડતી નથી, ત્યા જેવુ તત્ત્વ છે તેવુ સ્પષ્ટ દેખાય છે

ભગવાન જો માત્ર નિર્ગુણ જ રહે અને સગુણ થાય જ નહિ તો તે પણ એક જાતનુ બધન થયુ ભગવાનને જેમ સગુણનુ બધન નથી તેમ નિર્ગુણનુ પણ બધન નથી તે સગુણ થઈ શકે અને નિર્ગુણ પણ રહી શકે તેવા છે તે સર્વજ્ઞ સર્વ શક્તિવાન છે

દક્ષિણમા પોડીચેરીમા શ્રી અરવિદનો આશ્રમ છે તે ઉપરની રીત પ્રમાણે સૃષ્ટિ–દૃષ્ટિવાદ માને છે એટલે કે આપણને જે સૃષ્ટિ દેખાય છે તે ખરેખર ભગવાને બનાવેલી છે એ વાત હિન્દુધર્મમા માનેલી છે પણ આગળ વધેલાને માટે હિન્દુધર્મમા દૃષ્ટિ–સૃષ્ટિવાદ માનેલો છે તેનો વધારે ખુલાસો સાતમા પ્રકરણમા કરવામાં

આવેલો છે. સૃષ્ટિ જોઇને સૃષ્ટિનો અને સૃષ્ટિ કરનારનો વિચાર કરવો તેને સૃષ્ટિ–દૃષ્ટિવાદ કહે છે સૃષ્ટિ જોતી વખતે જ જોનારાનો વિચાર કરવો તેને દૃષ્ટિ–સૃષ્ટિવાદ કહે છે.

શ્રી અરવિંદ એમ પણ કહે છે કે આત્માને ભૂલીને અનાત્મામાં રહેવું એ ચૈતન્યની એક પ્રકારની એકાગ્રતા છે, અને અનાત્માને ભૂલી આત્મામાં રહેવું એ પણ ચૈતન્યની બીજા પ્રકારની એકાગ્રતા છે. ખરું ચૈતન્ય બન્ને પ્રકારની એકાગ્રતામાં બંધાતું નથી. તે નિર્ગુણ થઇ શકે છે અને સગુણ પણ થઇ શકે છે.

વળી શ્રી અરવિંદનું માનવું એવું પણ છે કે માણુસની સૃષ્ટિ એ છેવટની સૃષ્ટિ નથી. હજી આ પૃથ્વી ઉપર દિવ્ય શરીરવાળા દિવ્ય પુરુષોનો જન્મ થવો જોઇએ. લાખો વર્ષ પહેલાં આ પૃથ્વી ઉપર માણસો નહોતા પણ પશુપક્ષીઓ હતાં. તે વખતે ફક્ત પ્રાણમય કોશ અને અન્નમય કોશ વ્યક્ત હતા પણ મનોમય કોશની સૃષ્ટિ નહોતી. છતાં વખત આવતાં મનનું અવતરણ થયું અને શરીરમાં ફેરફાર થયો. તેમાંથી માણુસની સૃષ્ટિ થઇ. માણુસના શરીરમાં મન સ્વાભાવિક રીતે કામ કરી શકે છે. પણ વિજ્ઞાનમય તત્ત્વ તે શરીરમાં સ્વાભાવિક રીતે કામ કરી શકતું નથી, એટલે કે આત્મજ્ઞાન માણુસના શરીરમાં બરાબર કામ કરી શકતું નથી. માણુસના શરીરની જરૂરિયાતો એવી છે કે તેને ઊંઘ આવે છે, ખાવાનું જોઇએ છે, તેને રોગ આવે છે. વૃદ્ધાવસ્થા આવે છે, શરીરને અચાનક મરણ આવે છે, તેથી માણુસનું શરીર આત્મજ્ઞાનને વિઘ્નરૂપ થાય છે. આ બધાં વિઘ્નો વિજ્ઞાનમય કોશમાં રહેશે નહિ. શ્રી અરવિંદ કહે છે કે માત્ર વિજ્ઞાનમય કોશમાં ચઢવાનું નથી પણ તે સાથે ભગવાનની દિવ્ય શક્તિનું તે કોશમાં અવતરણ કરવાનું છે. તેમ કરવાથી નવી જાતનું દિવ્ય શરીર મળશે કે જેમાં આત્મજ્ઞાન સ્વાભાવિક રીતે કામ કરી શકશે.

શ્રી અરવિંદ એમ માને છે કે એવી શકયતા વેદના કાળના ઋષિમુનિઓને લાગી હતી, પણ તેઓ દિવ્ય શક્તિનું

અવતરણ કરી શકયા નહોતા. તેઓ મૂળ પ્રકૃતિ અથવા પરા પ્રકૃતિ સાથે સંબંધ બાંધી શકયા હતા પણ તેમાં ફેરફાર કરી શકયા નહોતા તેથી શરીરમાં ફેરફાર થયો નહિ અને માણુસના શરીરથી સૃષ્ટિની રચના અટકી ગઈ. તેમનું માનવું એવું છે કે જીવોને બનાવનાર જે પરા પ્રકૃતિ ભગવાનના સ્વરૂપમાં રહેલી છે તેમાં ફેરફાર થાય અને અહીં તેનું અવતરણ થાય તો નવી જાતના દિવ્ય શરીરવાળા માણુસો અહીં જન્મે અને તેમાંથી દેવજાતિ ઉત્પન્ન થાય. તે જાતિની અસરથી આપણી પૃથ્વીમાં નવા અને સારા સંસ્કાર ફેલાય અને લડાઈ અને કજિયા બંધ થાય અથવા ઘણા ઓછા થઈ જાય. તે કહે છે કે બીજા યોગમાં જીવનનો ત્યાગ થાય ત્યારે આત્મસાક્ષાત્કાર થાય છે. તેમના પૂર્ણ યોગમાં જીવનનો ત્યાગ કરવાનો નથી પણ જીવનને પ્રભુમય બનાવવાનું છે. આ મતને સૃષ્ટિ–દૃષ્ટિવાદ કહે છે, અથવા દિવ્ય સૃષ્ટિવાદ અથવા પૂર્ણયોગ કહે છે.

શ્રી અરવિંદ ભગવાનની શક્તિથી નવી સૃષ્ટિ બનાવવાની આશા રાખે છે. તેથી શ્રી અરવિંદનો યોગ એ. તદ્દન નવી જાતનો યોગ છે. તેમનું કહેવું એવું છે કે જેમ પશુપક્ષીમાં રહેલ જીવ ચૈતન્ય અને માણુસમાં રહેલ જીવ ચૈતન્ય આ પૃથ્વી ઉપર આવ્યા પછી પશુપક્ષી અને માણુસ ઉત્પન્ન થયાં કરે છે તેવી જ રીતે વિદ્યામય ચૈતન્ય જો એક વાર આ પૃથ્વી ઉપર આવે તો વિદ્યામય પુરુષો વારંવાર આ પૃથ્વીમાં ઉત્પન્ન થયાં કરે. હજી સુધી એવું ચૈતન્ય આ પૃથ્વી ઉપર કોઈ લાવી શકયું નથી. તેથી આ દિશામાં તેમણે નવું સાહસ શરૂ કરેલ છે

શ્રી રમણાશ્રમમાં શ્રી અરવિંદના યોગ સંબંધી ચર્ચા કોઈ વખતે નીકળે છે. શ્રી મહર્ષિનું આત્મદર્શન શ્રી અરવિંદના યોગને મળતું આવતું નથી. એક વખત મહર્ષિ અરુણાચળ પર્વત ઉપરથી ઊતરીને આશ્રમમાં પ્રવેશ કરતા હતા. તે વખતે દરવાજા આગળ અમારે તેમને મળવાનું થયું. શ્રી અરવિંદનાં દર્શન ઓગસ્ટની ૧૫મી તારીખે કરીને, એક જિજ્ઞાસુ તરતમાં

શ્રી રમણાશ્રમમાં આવેલા હતા. તે તે વખતે અમારી સાથે હતા. અમે મહર્ષિને કહ્યું કે આ જિજ્ઞાસુ પોંડીચેરીથી (શ્રી અરવિંદના આશ્રમમાંથી) આવે છે શ્રી અરવિંદ જગતની ઉત્પત્તિ સાચી માને છે. શ્રી શંકરાચાર્યના વેદાન્તમાં શરૂઆતવાળા માટે જગતની ઉત્પત્તિ માનેલી છે પણ આગળ વધેલા માટે અજાત-વાદ માનેલો છે આપનો શો મત છે? તે વખતે શ્રી મહર્ષિએ જવાબ આપ્યો કે:—

न निरोधो नचोत्पत्ति र्न बद्धो न च साधकः ।
न मुमुक्षु र्न वै मुक्त इत्येषा परमार्थता ॥

આ શ્લોક માણ્ડૂક્ય ઉપનિષદની કારિકામાં–વૈતથ્ય પ્રકરણમાં–છે. તેનો અર્થ એવો છે કે વાસ્તવમાં પ્રલય નથી તેમ ઉત્પત્તિ નથી. કોઈને બંધન નથી. કોઈ સાધક નથી, કોઈ મુમુક્ષુ નથી, કે કોઈ મુક્ત નથી, એવું આત્મનિષ્ઠાવાળાને પરમાર્થદૃષ્ટિથી જણાય છે.

જ્યારે આવા બે ઊંચી કોટિના મહાત્માના આત્મદર્શન વિશે વાતચીત ચાલે અથવા તે બન્નેના દર્શનની તુલના થાય ત્યારે એમ સમજવાનું નથી કે કોઈ મહાત્મા ઉપર ટીકા થાય છે અથવા આક્ષેપ થાય છે બંને મહાત્મા ઊંચી કોટિના છે. શ્રી અરવિંદની નિષ્ઠામાં અબાધ આત્મદર્શન છે, એટલે કે જગતનો કે જીવનનો બાધ કર્યા વગર આત્મદર્શન કરવું. શ્રી મહર્ષિના દર્શનમાં જીવજગતનું સાચું સ્વરૂપ બ્રહ્મ હોવાથી, બ્રહ્મદર્શનમાં જીવજગત બ્રહ્મરૂપ થઈ જાય છે. રજ્જુ–સર્પમાં રજ્જુના જ્ઞાન વખતે સર્પનો બાધ થઇ જાય છે, કારણ કે સર્પનું સાચું સ્વરૂપ રજ્જુ છે. તેવી જ રીતે શ્રી મહર્ષિના આત્મદર્શનમાં બ્રહ્મના જ્ઞાન વખતે જગતના કલ્પિત સ્વરૂપનો બાધ થઈ જાય છે, કારણ કે જગતનું સાચું સ્વરૂપ બ્રહ્મ છે.

શ્રી શંકરાચાર્યના સિદ્ધાંતવાળા સત્ અથવા અસત્નો નિષેધ કરતા નથી પણ કલ્પિત સતનો નિષેધ કરે છે. કલ્પિત

સતનો નિષેધ જેમ સ્વપ્નમાંથી જાગૃત થતાં થઇ જાય છે તેમ જાગૃતમાંથી બ્રહ્મદશામાં આવતાં કલ્પિત જાગૃતનો બાધ થઇ જાય છે. સુષુપ્તિમાં પણ જાગૃતનો બાધ થઈ જાય છે. પણ યોગમાર્ગવાળા અને શરૂઆતના ભક્તિમાર્ગવાળા આવી રીતે ત્રણ અવસ્થાનો વિચાર કરતા નથી.

આવા બે પ્રકારના દર્શનની તુલના કરવાની રીત આપણા દેશમાં પ્રાચીન કાળથી ચાલી આવે છે. જૈન દર્શનવાળા પણ વેદાન્તદર્શનની તુલના કરે છે. વેદાન્તદર્શનવાળા સાંખ્ય, યોગ, વૈશેષિક, ન્યાય, મીમાંસા અને જૈન વગેરેની તુલના કરે છે. એવી તુલના કરવાથી બુદ્ધિ સૂક્ષ્મ થાય છે અને સત્-અસત્નો વિવેક થઈ શકે છે. માયાનું સ્વરૂપ એવું છે કે એવી તુલના વગર પોતાના દર્શનની અથવા બીજાના દર્શનની ભૂલ પકડી શકાતી નથી.

એક વખત શ્રી રમણાશ્રમમાં કોઇએ એવો પ્રશ્ન કર્યો કે શ્રી અરવિંદના મતમાં શરણભાવ એ મુખ્ય સાધન છે. મહર્ષિએ કહ્યું કે, "શરણભાવ તો અહીં પણ માનવામાં આવે છે. પણ શરણભાવ બરાબર થશે એટલે ભેદ રહેશે નહિ. કોઈ શિષ્ય કોઈ ગુરુ પાસે જઇને રૂપિયા વગેરે ધરીને મંત્રદીક્ષા લે અને તે માને કે હું શરણ થઈ ગયો છું તો તે ખરો શરણભાવ નથી. શરણભાવમાં મન આપવાનું છે અને મન આપ્યા પછી કોઈ જાતનું દ્વૈત રહેશે નહિ જે ભગવાનથી જુદો રહે છે તે શરણ થયો નથી."

આ વખતે એટલે ઓગસ્ટ મહિનામાં શ્રી અરવિંદના આશ્રમમાંથી શ્રી રમણાશ્રમમાં કેટલાક જિજ્ઞાસુઓ આવેલા હતા. તે વખતે બીજા કોઇએ એવો પ્રશ્ન કર્યો કે શ્રી અરવિંદના આશ્રમમાં એમ માનવામાં આવે છે કે આપણે ગુરુને અથવા ભગવાનને શરણ થઈએ એટલે જીવની સત્તા જતી રહે અને તેના બદલામાં આપણને મોટી સત્તાનો આધાર મળે અને આપણામાં દિવ્ય શક્તિઓ પણ આવે. મહર્ષિએ કહ્યું કે, શરણભાવ

રાખ્યા પછી મોટી દિવ્ય શક્તિ લેવાની આશા રાખવી એ ખરો શરણભાવ નથી.

ત્રીજા કોઇએ પૂછયુ કે શ્રી અરવિંદ એમ માને છે કે અનેકત્વ ખોટું નથી, અભેદમા ભેદ અને ભેદમાં અભેદ સાથે રહી શકે છે. મહર્ષિએ જવાબ આપ્યો કે જ્યાં જરા પણ ભેદ રહેશે ત્યાં અહંકાર રહી જશે અને શરણભાવ પૂરો થશે નહિ.

વળી કોઇએ એવો પ્રશ્ન કર્યો કે ઉપનિષદમાં કહેવું છે કે **बहुस्यां प्रजायेयेति** એટલે ભગવાને અનેક રૂપ લીધા છે મહર્ષિએ કહ્યું કે એ તો સામાન્ય બુદ્ધિના માણસોને સમજાવવા માટે છે. ભગવાનની દૃષ્ટિથી અનેકત્વ રહેતુ નથી. તેની દૃષ્ટિથી તો પૂર્ણમદઃ પૂર્ણમિદં રહે છે. જીવ પણ જો અહંકાર મૂકી દે તો તેની નજરમા અનેક રહેતા નથી તો ભગવાનની નજરમાં અનેક શી રીતે રહે ?

પ્રશ્ન—શ્રી અરવિંદ એમ માને છે કે માણસનું શરીર એ આ પૃથ્વી ઉપર છેલ્લું શરીર નથી માણસના શરીરમાં આત્માની નિષ્ઠા બરાબર થતી નથી અને આત્મજ્ઞાન સ્વાભાવિક રીતે કામ કરતું નથી તેથી જે શરીરમાં આત્મજ્ઞાન સ્વાભાવિક રીતે રહે તેવું વિજ્ઞાનમય શરીર આ પૃથ્વી ઉપર આવવું જોઇએ.

ઉત્તર—માણસના શરીરમાં આત્મજ્ઞાન બરાબર સ્વાભાવિક રીતે રહી શકે છે તેથી બીજા શરીરની જરૂર નથી.

પ્રશ્ન—શ્રી અરવિંદ એમ માને છે કે વિજ્ઞાનમય શરીર એવું થશે કે જેમાં રોગ આવશે નહિ. જે વૃદ્ધ થશે નહિ અને તે આપણી ઇચ્છા વગર મરશે નહિ.

ઉત્તર—શરીરએ જ એક રોગ છે. એ રોગ લાંબો વખત રહે એવું ઇચ્છવું એ જ્ઞાની પુરુષોનું કામ નથી. કોઈ પણ રીતે દેહનું અભિમાન છોડવાનું છે. દેહ હું છું એ જ્ઞાન જેમ આત્મજ્ઞાનને અટકાવે છે તેમ દેહ હું નથી એવું જ્ઞાન જેને બરાબર થાય તેની ઇચ્છા ન હોય તોયે તે મુક્ત થાય છે.

પ્રશ્ન—શ્રી અરવિંદ દેહમાં ભગવાનની શક્તિનું અવતરણ કરવા માગે છે.

ઉત્તર—પોતે શરણ થયા પછી કાંઇ ઇચ્છા રાખવાથી શરણાગતિ સિદ્ધ થશે નહિ. વળી ઉપરની સત્તાને નીચે આવવુ હોય તો મારા જ શરીરમાં તેનુ અવતરણ થવું જોઇએ એવી ભાવના રાખવાથી દેહનું અભિમાન વધી જશે. ખરી રીતે એવા અવતરણની જરૂર પણ નથી. દેહનું અભિમાન ગયા પછી જીવ બ્રહ્મરૂપ થાય છે. એ દશામાં ઉપર નીચે કે આગળ પાછળ જેવું કાંઈ રહેતું નથી.

પ્રશ્ન—જો જીવ બ્રહ્મરૂપ થાય તો બ્રહ્મનો આનંદ કોણ લઇ શકે ? જળમાં ડૂબેલો માણસ જળ પી શકતો નથી. તેથી બ્રહ્મનો આનંદ લેવા માટે, જેમ માખી સાકરથી જરા જુદી રહે છે તેમ, આપણે બ્રહ્મથી જરા જુદા રહેવુ જોઇએ.

ઉત્તર—બ્રહ્મનો આનંદ એ સ્વરૂપનો આનંદ છે. એ જન્ય આનંદ નથી, એ આનંદ ઉત્પન્ન કરવાનો નથી. જે જે આનંદ ઉત્પન્ન થાય છે તેનો નાશ થાય છે. સાકર જડ છે તેથી તે પોતાનો સ્વાદ આપી શકતી નથી, તેથી તેનો સ્વાદ લેવા માટે માખીને જુદું રહેવું પડે છે; પણ બ્રહ્મ ચૈતન્ય છે, તે પોતાનો આનંદ આપી શકે છે પણ તે દશામાં આવ્યા વગર તેનું સ્વરૂપ સમજી શકાશે નહિ.

પ્રશ્ન—શ્રી અરવિંદ આ પૃથ્વી ઉપર નવી દેવજાતિ લાવવા માગે છે.

ઉત્તર—ભવિષ્યમાં જે મળશે તે અનિત્ય સમજવાનું છે.

હાલ જે તમને મળેલું છે તેને બરાબર સમજતાં શીખો તો ભવિષ્યનો વિચાર કરવાની જરૂર નથી.

પ્રશ્ન—શ્રી અરવિંદ કહે છે કે ભગવાને અનેક પ્રકારની જુદી જુદી સૃષ્ટિ બનાવેલી છે અને હજુ પણ નવી સૃષ્ટિ રચશે.

ઉત્તર—આપણી હાલની સૃષ્ટિ જ સાચી નથી. દરેકને પોતાની કલ્પના પ્રમાણે કલ્પિત સૃષ્ટિ દેખાય છે તો નવી સૃષ્ટિ સાચી થશે તેની ખાતરી શી? જીવ, જગત અને ઈશ્વર એ ત્રણે સાપેક્ષ તત્ત્વ છે. અહંકાર છે ત્યાં સુધી એ ત્રણ છે. જીવના અહંકારમાંથી અથવા મનમાંથી એ ત્રણ નીકળેલા છે. મન બંધ કરો તો એ ત્રણ રહેશે નહિ. પણ કેવળ બ્રહ્મ રહેશે, અને તે હાલ પણ છે. ભૂલથી બીજું દેખાય છે. જીવના સાચા સ્વરૂપની શોધ કરવાથી જ એ ભૂલ દૂર થઈ શકે તેમ છે. જીવ સુપર-માઈન્ડમા જાય એટલે વિજ્ઞાનમય કોશમાં જાય તોયે મનમાં રહેશે. મન અર્પણ થયા પછી બ્રહ્મ સિવાય કાંઈ રહેશે નહિ. આ જગત સત્ય છે કે મિથ્યા, ચૈતન છે કે જડ, સુખરૂપ છે કે દુ:ખરૂપ એ બધા વાદ અવિદ્યાની દશામાં છે. સાક્ષાત્કાર થયા પછી તે ઉપયોગી નથી. અહંકાર વગરની નિષ્ઠાવાળી જે દશા છે તે જ ઉત્તમ દશા છે. તે દશામાં વિષયચિંતન માટે અવકાશ નથી અને અહંભાવ માટે પણ અવકાશ નથી. સચ્ચિદાનંદના સ્વરૂપમાં કોઈ પ્રકારનો વિવાદ નથી. જ્યાં સુધી પોતામાં નામરૂપવાળી બુદ્ધિ હશે ત્યાં સુધી ઈશ્વર પણ રૂપવાળા લાગશે. જ્યારે અરૂપ દૃષ્ટિ થશે ત્યારે દ્રષ્ટા, દર્શનઅને દૃશ્યનો વ્યવહાર રહેશે નહિ. તે દૃષ્ટિ ચિત્સ્વરૂપીણી, અદ્વિતીય અને અખંડ છે. તેને હદ નથી, તે અનન્ત છે, પૂર્ણ છે. દેહમાં અહંબુદ્ધિ આવે ત્યારે જગતનું ગ્રહણ થાય છે. દેહમાંથી જો અહંબુદ્ધિ નીકળી જાય તો જગતને કોણ ગ્રહણ કરશે?

પ્રશ્ન—શ્રી અરવિંદ એમ માને છે કે જેમ આપણે આપણા શરીરમાં રહેલ આપણી પ્રકૃતિ જીતી શકીએ છીએ તેમ આત્મજ્ઞાની બીજા શરીરમાં રહેલ બીજાની પ્રકૃતિ પણ ફેરવી શકે, એવી શક્તિ તેનામાં આવવી જોઈએ કારણ કે આત્મા બધામાં એક છે.

ઉત્તર—બીજા છે એમ જ્ઞાની પુરુષ માનતો નથી તેથી પ્રકૃતિને ફેરવવાનો પ્રશ્ન રહેતો નથી. જ્યાં બીજા દેખાય છે ત્યાં

અજ્ઞાન છે ×

પ્રશ્ન—જનક જ્ઞાની હોવા છતાં રાજ્ય કરતા હતા અને તેના ગુરુ યાજ્ઞવલ્ક્ય જ્ઞાની હોવા છતા સસાર છોડીને કેમ ચાલ્યા ગયા ?

ઉત્તર—તે દરેક જ્ઞાનીના પ્રારબ્ધ પ્રમાણે બને છે. કૃષ્ણ ભોગી હતા શુકદેવજી ત્યાગી હતા, જનક અને રામે રાજ્ય કર્યું હતુ અને વસિષ્ઠ કર્મ કરતા હતા. એ બધા જ્ઞાની હતા. તેમની અંતર્દશા સરખી હતી તેમનું બહારનું જીવન તેમના પ્રારબ્ધ આધારે હતુ

પ્રશ્ન—શ્રી અરવિંદ કહે છે કે ચેતનને નિર્ગુણમા જ શા માટે બાધી દેવુ જોઇએ. તે સગુણ થઈ શકે તો જ બેહદની દશા તેનામા છે એમ કહી શકાય.

ઉત્તર—બધી હદમાથી છૂટવુ તેને જ નિર્ગુણ દશા કહે છે

આવી આવી જ્ઞાનચર્ચા શ્રી રમણાશ્રમમા કોઇ કોઇ વાર નીકળતી હતી વિષ્ણુના ભક્ત અવતારને માને છે. શકરના ભક્ત અવતારને માનતા નથી શકરના અવતાર થતા નથી વિષ્ણુ જગતને સ્થિતિ આપે છે તેથી જીવને માયા લાગે છે તેથી જીવ ગભરાય છે. તેથી ભગવાન અવતાર લઇને અથવા

× શ્રી અરવિંદ એમ માને છે કે સત્ ચિત્ આનદમા જે ચિત્ તત્ત્વ છે તેમા જ્ઞાન છે એટલુ જ નહિ પણ શક્તિ છે જ્યા જરૂર પડે ત્યા તે ચિત્ શક્તિ ( અથવા ફોર્સ ) મૂકી શકે છે એ વાત સાચી લગે છે જ્યા કાઇક તામે કરવાનુ હોય, કોઈ વિઘ્ન દૂર કરવાનુ થાય, કાઈ ફેરફાર કરવાનો હોય ત્યા શક્તિનો ઉપયોગ રહે છે પણ આત્માના ઉત્તમ અનુભવમા એટલે સ્થિતપ્રજ્ઞ દશામા અથવા ગુણાતીત દશામા કેવળ અદ્વૈતનો અનુભવ રહેતો હોવાથી, અને સામે બીજું કોઈ તત્ત્વ રહેતુ ન હોવાથી આત્મજ્ઞાની પુરુષની વિરોધમા કોઈ રહેતુ નથી તેથી કોઈ પ્રકૃતિને જીતવાની જરૂર પડતી નથી તે દશામા જુદી પ્રકૃતિ જેવુ દ્વૈત રહેતુ નથી આત્મા જ્યારે વ્યાપક થાય છે ત્યારે પ્રકૃતિનો અભાવ થાય છે. તેથી આત્મામા શક્તિ હોવા છતા તેના ઉપયોગની જરૂર પડતી નથી જે દશામા વિરોધ જણાય ત્યા તે વિરોધને જીતવા માટે આત્માની શક્તિની જરૂર પડે છે

અનુગ્રહ કરીને તેનુ રક્ષણ કરે છે શ્રી અરવિદ વૈષ્ણવની માફક જગતને સાચુ માને છે તેથી વિષ્ણુની માફક અવતારને માને છે અવતાર કોઇ વખતે જ થાય છે તેથી શ્રી અરવિદ પણ તેમના આશ્રમમા એક વર્ષમાં ફક્ત ૪ વાર દર્શન આપે છે શ્રી મહર્ષિ, શકરના મદિરમા જેમ શકર કાયમ દર્શન આપે છે તેમ આખો દિવસ દર્શન આપે છે

એક દિવસે શ્રીઅરવિદના આશ્રમના માતાજી મીરાનું લખેલુ અગ્રેજી પુસ્તક સુપ્રીમ મિસ્ટરી કોઇએ શ્રીમહર્ષિના હાથમા મૂક્યુ મહર્ષિએ તેમાથી એક પાનુ વાચ્યુ. તેમા એવુ લખાણુ આવ્યુ કે 'હજી સુધી આ જગતમા દરેક માણસે પોતાના મોક્ષ માટે જ મહેનત કરેલી છે અમારો યોગ એવા પ્રકારનો છે કે જેનાથી બીજાને પણ મોક્ષ આપી શકાશે ' એ શબ્દો સાભળી કોઇએ પ્રશ્ન કર્યો કે–યોગમાર્ગમા અને સાખ્ય માર્ગમા માત્ર એક જાગૃત અવસ્થાના અનુભવ ઉપર જ વિચાર કરવામા આવે છે અને જાગૃત અવસ્થામા અનેક દેખાય છે તેથી અનેકનુ કલ્યાણ કરવાનો વિચાર આવે છે વેદાન્તમા જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ દશાના અનુભવનો વિચાર આવે છે તેથી તે બધો વિચાર કરતા અનેકત્વનુ અસ્તિત્વ રહેતુ નથી

મહર્ષિએ કહ્યુ –જાગૃત અવસ્થામા પણ જે જોનારને અનેક દેખાય છે તેને બાદ કરો એટલે તેનો અહકાર દૂર કરો તો અનેક રહેશે નહિ જોનારની દશા છોડીને બીજુ કાઈ સિદ્ધ થઈ શકતુ નથી માટે અધિષ્ઠાનની દષ્ટિ એ જ સાચી દષ્ટિ છે અધિષ્ઠાન સિવાય બીજુ કાઇ નથી જે સાચુ નથી તેનુ જ્ઞાન રાખવુ નકામુ છે

શ્રી મહર્ષિનો આ મત વેદાન્તને મળતો આવે છે તેને દૃષ્ટિ–સૃષ્ટિવાદ કહે છે દૃષ્ટિ–સૃષ્ટિવાદમા દર્શન વખતે દૃષ્ટિ કેવા પ્રકારની છે, તેને જોનારો કોણ છે? તે કેવી દશામા છે, તેનો વિચાર કરવો પડે છે શ્રીઅરવિદના આશ્રમમા જે પ્રકારનો યોગ ચાલે છે તેને સૃષ્ટિ–દૃષ્ટિવાદ કહે છે તે મતમા સૃષ્ટિ સાચી માનેલી છે

તે સાચી માનેલી સૃષ્ટિ કોઇ જીવની દૃષ્ટિ ફેરવવાથી ફરતી નથી.

. શ્રી અરવિંદ એક પત્રમાં લખે છે કે 'જ્ઞાનની જુદી જુદી ભૂમિકાઓ એ સમષ્ટિ જીવનમાં સાચી ભૂમિકાઓ છે, તે જોનારની ભૂમિકા પ્રમાણે ફરતી નથી. ભગવાને જુદા જુદા જીવોને માટે જે જુદા જુદા લોક બનાવેલા છે તે કોઈ એક દ્રષ્ટાની દૃષ્ટિ ફરી જવાથી ફરી જતા નથી, એટલું જ નહિ પણ જે લોકમાં જે જીવ રહે છે તેની દૃષ્ટિ તેણે ફરજિયાત તે લોકના જીવોના જેવી રાખવી પડે છે. તે તે લોકનો ધર્મ છે તેનો અર્થ એવો છે કે જો કે જ્ઞાન મૂળ સ્વભાવે અવિકારી છે, છતાં તેની તે વખતની અવસ્થામાં અવસ્થા પ્રમાણે ફરતું રહે છે. એટલે કોઇ લોકમાં જ્ઞાન અલ્પ રહે, કોઇ લોકમાં થોડું વિકાસ પામેલું રહે અને કોઇ લોકમાં પૂર્ણ વિકાસ પામેલું જણાય.' આ મતને સૃષ્ટિ–દૃષ્ટિવાદ કહે છે. તેમના યોગમાં એમ પણ માનવામાં આવે છે કે, એક લોકની મૂળ પ્રકૃતિમાં જો કાંઇ સારો ફેરફાર થઈ શકે તો તે લોકના બીજા માણસોનું જીવન પણ આધ્યાત્મિક માર્ગે વળી શકે. આવો યોગ હજુ સુધી કોઇએ સાધેલો નથી. તેથી શ્રી અરવિંદનો યોગ સમજવામાં ઘણાને મુશ્કેલી પડે છે. તે પોતે પણ એક પત્રમાં કોઇને લખે છે કે 'અમે જૂના કોઇ યોગને માર્ગે જતા નથી. અમારો યોગ એ એક પ્રકારનું આધ્યાત્મિક સાહસ છે. આવો યોગ જો પહેલાં કોઇએ સાધ્યો છે એમ મને લાગ્યું હોત તો હું તે માટે આટલા લાંબા વખત સુધી સાધના કરત નહિ.'

શ્રી.અરવિંદ એમ માને છે કે ભગવાનના અનુગ્રહથી અજ્ઞાનમય સૃષ્ટિમાંથી જ્ઞાનમય સૃષ્ટિમાં ચડી શકાય છે એટલું જ નહિ પણ જ્ઞાનમય સૃષ્ટિનો અનુભવ લઈને અજ્ઞાનમય સૃષ્ટિમાં પૂર્ણ ચૈતન્યનો અવતાર લાવી શકાય છે, અને તેની મદદથી બીજા જીવોનું પણ કલ્યાણ કરી શકાય છે. શ્રીઅરવિંદ કહે છે કે જીવનને છોડી દેવાનું નથી પણ જીવનનું રૂપાંતર કરવાનું છે. તેથી તેમનો યોગ પૂર્ણયોગ કહેવાય છે અથવા તેને અબાધ

આત્મનિષ્ઠા પણ કહી શકાય છે કારણ કે તેમાં કાંઇ બાધ કરવાનું નથી.

શ્રી મહર્ષિ કહે છે કે જગતને જોનારાનો વિચાર છોડીને જગતનો વિચાર કરવો એ ભૂલ છે અને જોનારાની દશાને ઠીક કરો એટલે જગત રહેતું નથી. તેથી વાસ્તવમાં કાંઇ બનતું નથી કે બગડતું નથી, કાંઈ બન્યું નથી કે બનવાનું નથી. સ્વપ્નામાં જોનારાને ઠીક કરો તો તેના સિવાય જેમ બીજું કાંઇ રહેતું નથી, તેમ જાગૃતમાં પણ જોનારાને ઠીક કરો તો તેના સિવાય બીજું કાંઇ રહેતું નથી

આ સિદ્ધાંત વેદાન્તના માર્ગમાં ગયેલા લાખો વિદ્વાન સાધુઓએ ખૂબ વિચાર કરી નક્કી કરી રાખેલો છે. આ મતના ટેકામાં હજારો પુસ્તકો અને લાખો સાધુઓના અનુભવ રહેલા છે. વળી આ મત બહુ ખેડાયેલો હોવાથી આગળ વધેલા સાધક સરળતાથી સમજી શકે તેવો છે. શ્રી અરવિંદનો યોગ એ નવું સાહસ હોવાથી આગળ વધેલાને માટે પણ તે સમજવો કઠણ છે. અમે તો અમારી સમજણમાં જેટલું આવી શક્યું તેટલું લખી શકયા છીએ પણ શ્રીઅરવિંદના યોગનાં ગૂઢ તત્ત્વો સમજવાં બહુ મુશ્કેલ છે.

યોગવાસિષ્ઠમાં વસિષ્ઠ મુનિ શ્રીરામચંદ્રજીને કહે છે કેઃ- ચિત્તના નાશ માટે અથવા વાસનાના નાશ માટે બે ક્રમ છે. એક યોગ અને બીજું જ્ઞાન. યોગ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ કરવો અને જ્ઞાન એટલે સમ્યક દર્શન. કેટલાકને વૃત્તિનો નિરોધ કરવો (એટલે એકાગ્રતા કરવી) એ કામ અઘરું લાગે છે અને કેટલાકને સમ્યક દર્શન કરવું (એટલે ચિત્તની વિશાળતા કરવી) એ કામ અઘરું લાગે છે. તેથી ભગવાને આ બે માર્ગ જિજ્ઞાસુ-ઓને માટે ખુલ્લા મૂકેલા છે. ગીતામાં પણ ભગવાને અર્જુનને કહેલું છે કે મેં બે પ્રકારની નિષ્ઠા જિજ્ઞાસુઓને માટે મૂકેલી છે. જ્ઞાનયોગવાળી અને કર્મયોગવાળી. બંનેમાંથી એકમાં બરાબર સ્થિતિ થાય તો બંનેનું ફળ મળે છે,

# ૭: દષ્ટિસૃષ્ટિવાદ

આ સિદ્ધાંત પ્રમાણે દેશ, કાળ વગેરે સાપેક્ષ વસ્તુ છે. એ સાચી વસ્તુ નથી. તેનો આધાર જોનારના દૃષ્ટિબિંદુ ઉપર રહેલો છે. એ બાબતની થોડીક સમજણ શ્રીમદ્ ભાગવતમાં અને ઉપનિષદોમાં આપેલી છે પણ તેની સાપેક્ષતા યોગવાસિષ્ઠમાં બહુ સ્પષ્ટ કરેલી છે. વળી હાલના કાળમાં પ્રોફેસર આઇન્સ્ટાઇને એ બાબત ગણિતથી સિદ્ધ કરેલી હોવાથી, કોઈ જીવનમાં સાચો નિયતકાળ મળતો નથી. માણસના જીવનમાં સાચો કાળ મળતો નથી અને વિજ્ઞાનમય કોશમાં પણ જે ઋષિમુનિઓ પ્રાચીન કાળમાં ચડ્યા હતા તેમને તે દશામાં પણ સાચો કાળ મળેલો નથી. કોઇ પણ જાતની સૃષ્ટિની ઉત્પત્તિ માટે સમાન કાળની જરૂર પડે છે. એવો કાળ મળે નહિ તો સૃષ્ટિની ઉત્પત્તિ બની શકે નહિ. પાછલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે શ્રીઅરવિંદનું માનવું એવું છે કે દરેક જીવના જુદા જુદા જ્ઞાનની શ્રેણીનો આધાર આપણી દૃષ્ટિ ઉપર નથી પણ તે દરેક શ્રેણી સમષ્ટિ ચૈતન્યમાં કાયમની વસ્તુ છે. તેથી ઘણા પ્રકારના લોક છે અને ઘણા પ્રકારનાં જ્ઞાન છે. તેથી જે જીવની જેવી દૃષ્ટિ હોય તે અમુક પ્રકારના કોશમાં રહેલ ચૈતન્યને લઇને જ રહે છે. તેથી તેમના મત પ્રમાણે એમ નક્કી થઈ શકે છે કે જો કે આત્માનું ચૈતન્ય હમેશાં અવિકારી અને સમાન રહે છે છતાં તે ચૈતન્યની અવ-

આત્મા નિત્ય હોવાથી તે દશા દૂર થઈ શકે નહિ

વેદાન્તમા પ્રકૃતિથી અસંગ ચૈતન્યને આત્મા કહે છે અને પ્રકૃતિમાં જણાતા ચૈતન્યને ચિદાભાસ અથવા જીવ કહે છે તેથી જીવની વર્તમાન દશા એ શુદ્ધ આત્માની નથી પણ પ્રકૃતિની દશા છે અથવા ઉપાધિની દશા છે જ્યારે આત્મજ્ઞાન થાય ત્યારે ઉપાધિનો અભાવ થાય છે અને આત્મા વ્યાપક થાય છે ચિદાભાસ અથવા જીવ અંતઃકરણની ઉપાધિ હોય ત્યા સુધી દેખાય છે, ઉપાધિ ન હોય ત્યારે દેખાતો નથી તેથી વેદાન્તમા જીવને સાચો માનેલો નથી પણ જેવું ઉપાધિનું સ્વરૂપ હોય તેવું જ જીવનું સ્વરૂપ માનેલ છે ઊંઘમા અંતઃકરણ અને તેમા પડેલ ચૈતન્યનો આભાસ (જીવ) બને જતા રહે છે. એટલે કે પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય જતા રહે છે સ્વપ્નમા અને જાગૃતમાં એ ત્રણ નવા થાય છે આત્મા બધી દશામા અવિકારી રહે છે. તેથી જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ વેદાન્તની દૃષ્ટિએ ઉપાધિની અવસ્થા છે. શ્રીઅરવિંદના યોગની દૃષ્ટિએ એ પણ ચૈતન્યના જ્ઞાનની વર્તમાન અવસ્થા છે.

મહર્ષિનો સિદ્ધાત વેદાન્તને મળતો આવે છે તે માને છે કે ઉત્પત્તિ, સ્થિતિ કે લય એ ઉપાધિના ધર્મ છે તે સાચા નથી છતાં માણસની દૃષ્ટિથી સાચા જેવા જણાય છે જે દશામા દેખાય છે તે દશામા તેમા રહેલી ભૂલ પકડવી મુશ્કેલ છે કારણ કે જે જીવને ભૂલ સમજાવવાની છે તેની પાસે ભૂલમા રહેલી બુદ્ધિ છે તેથી તે માણસ જ્યા સુધી ગુરુ અથવા શાસ્ત્રનો આધાર ન લે ત્યા સુધી તેને તેની ભૂલની ખબર પડશે નહિ મહર્ષિએ કોઈ કોઈ જગ્યાએ સાપેક્ષવાદનું અનુસંધાન લીધેલું છે તેથી તે વિષય અહી વધારે વિગતથી ખુલ્લો કરેલો છે

એક ટ્રેન મુંબઈથી મદ્રાસ જાય છે તેને મુંબઈવાળા મદ્રાસ એક્સપ્રેસ કહે છે તે જ ટ્રેન મદ્રાસ રેલવે ઉપર પહોંચે છે ત્યારે તેને મદ્રાસવાળા બોમ્બે એક્સપ્રેસ કહે છે એક જ વસ્તુને સ્થાનભેદથી જુદાં જુદા નામ મળી જાય છે જે માણસ વિમા-

નમાં ઊડતો જતો હોય અને ને ટ્રેનને જોનો હોય તેની દૃષ્ટિમાં તે મદ્રાસ એકસ્પ્રેસ નથી તેમજ ઓમ્જે એકસ્પ્રેસ પણ નથી.

કાળની બાબતમાં પણ એવી ભૂલ થાય છે. હાલ સરકારના હુકમથી ઘડિયાળમાં એક કલાકનો વધારો કરવામાં આવેલ છે. હવે તે નવા કાળની ટેવ એવી થઈ ગયેલ છે કે તે ભૂલની ઘણાને ખબર પડતી નથી. હવે ઘણાને નવા વખત પ્રમાણે ભૂખ લાગે છે અને નવા વખત પ્રમાણે ઊંઘ આવે છે.

જ્યારે કોઈ જોશી કોઈ બાળકના જન્માક્ષર કાઢવા બેસે છે ત્યારે તે બાળક જે જગ્યાએ જન્મ્યો હોય તે જગ્યાનો વખત પહેલાં તે નક્કી કરે છે. તે વખત દરેક જગ્યાએ જુદો જુદો હોય છે, મુંબઈમાં મુંબઇનો વખત હોય છે અને કલકત્તામાં કલકત્તાનો વખત હોય છે.

દરેક કામ માટે પણ વખતમાં ફેર પડી જાય છે. એક કામ કોઇને જલદી કરવું હોય તો તે ઉતાવળથી કરે છે. બીજા માણસને તે કામની જરૂર ન લાગે તો ધીરે ધીરે તે કામ કરે છે. તેથી કેટલાક કારખાનામાં દરેક માણસ કેટલું કામ કેટલા વખતમાં કરે છે તે ઉપર તેને પગાર મળે છે. તેથી કાળનો આધાર માણસ ઉપર છે, માણસનો આધાર કાળ ઉપર નથી સ્વપ્નાનો કાળ સ્વપ્નાના જીવની વૃત્તિ ઉપર ફરતો રહે છે. સુષુપ્તિમાં તેવી વૃત્તિ નથી તેથી કાળ જણાતો નથી

સૃષ્ટિની ઉત્પત્તિ માટે કાળ જોઇએ અને કાળની ઉત્પત્તિ માટે પણ કાળ જોઇએ. તેથી માત્ર દૃશ્યનો વિચાર કરવાથી અનવસ્થા દોષ ઉત્પન્ન થાય છે. જે કાળનો વિચાર કરવાનો છે તે કાળને જોનારો કેવી અવસ્થામાં રહેલો છે એ બાબત સમજવાનો પ્રયત્ન કરીશું તો કાળનો સ્વભાવ સહેલાઈથી સમજી શકાશે.

સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલા કોઇ જીવ હતા નહિ તેથી કોઇએ સૃષ્ટિની ઉત્પત્તિ જોઈ નથી. વળી પશુપક્ષી જગતની ઉત્પત્તિનો વિચાર કરતાં નથી, માણસ પણ જન્મે છે ત્યારે તેને

ખબર નથી કે પોતે જન્મ્યો. જન્મનું જ્ઞાન માબાપને થાય છે. તેથી સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઈ તે સામાન્ય માણસની દૃષ્ટિથી નક્કી થઈ શકતુ નથી.

માણસના વ્યવહાર માટે કાળની જરૂર પડે છે. તે વખતે તે માણસ પોતાને અનુકૂળ આવે તે પ્રમાણે કાળનું માપ ગ્રહણ કરે છે. કોઇને કાગળ લખવો હોય તો ગામનું નામ અને તારીખ પહેલાં લખવાં પડે છે. નહિતર જવાબ આપનાર જવાબ બરાબર આપી શકે નહિ. તે તારીખ સાચી હોતી નથી. અંગ્રેજી ભણેલા અંગ્રેજી તારીખ લખે છે. હિંદુઓ વિક્રમની તિથિ લખે છે. મુસલમાનો તેમનું વર્ષ લખે છે.

આ પ્રમાણે કાળના ભાગ પડી જવાથી અંગ્રેજી ભાષામાં ઘડિયાળને ટાઇમ-પીસ કહે છે; એટલે કે તે કાળનો ભાગ બતાવે છે. આપણાં શાસ્ત્રોમાં તેને ખંડકાળ કહે છે. લંડનના ખબર રેડિયોમાં આંહી સાંભળવા હોય તો આંહીના ટાઈમ કરતાં ૫ કલાક રેડિયો મોડો ઉઘાડવો જોઇએ. ત્યાંનું એક વાગ્યાનું સંગીત સાંભળવું હોય તો આંહી ૬ વાગે રેડિયો ઉઘાડવો જોઇએ. અહીં કોંગ્રેસના ઠરાવ રવિવારે સાંજે ૬ વાગે પસાર થાય તે લંડનમાં તે જ રવિવારે બપોરે ૧ વાગે પહોંચી જાય છે. જે બનાવ જે વખતે બને તે તે વખત પહેલાં બીજી જગ્યાએ પહોંચી જાય એ હાલના જમાનાની નવી શોધ છે. તેથી પૃથ્વીની ઉત્પત્તિ એક જગ્યાએ થાય તેના ખબર તે વખત પહેલાં બીજી જગ્યાએ પહોંચી જાય તો બીજી જગ્યાના માણસોને કેવી નવાઈ લાગે! યોગવાસિષ્ઠમાં આવા કેટલાક બનાવ આપેલા છે ને માટે મહર્ષિ સાથે કેટલીક વાતચીત થઇ હતી. તે હવે પછી પ્રકરણ ૧૨, ૧૩, ૧૪ માં આપવામાં આવેલી છે.

તેથી કાળ એ કોઈ સાચી વસ્તુ નથી. રજ્જુમાં ભૂલથી સર્પ દેખાય ત્યારે તે સર્પ કયારે ઉત્પન્ન થયો? છીપમાં રૂપું દેખાય તે કયારે ઉત્પન્ન થયું? તે આગળ પાછળ નથી. દૃષ્ટિ વખતે સર્પની પ્રતીતિ અને રૂપાની પ્રતીતિ છે. તેવી જ રીતે

બ્રહ્મની જગ્યાએ જેને જગત દેખાય છે તેને તે વખતે જ જગત દેખાય છે. જ્ઞાન થયા પછી તે જગત બ્રહ્મરૂપે દેખાય છે.

પ્રોફેસર આઈન્સ્ટાઇનના સાપેક્ષવાદના સિદ્ધાંત પ્રમાણે વિચાર કરતાં જણાય છે કે જગત આકારે દૃષ્ટિ થયા પહેલાં (બાળકના મનમાં) જગત્ નથી અને બ્રહ્મદૃષ્ટિ થયા પછી પણ જગત નથી.

તેથી દરેક વખતે નવા બનાવ દેખાય છે. જ્યાં કાંઇક બને છે ત્યાં દિક્-કાળનું કલ્પિત ચક્કર રહે છે. તે આપણી કલ્પના સુધી ટકે છે. એ કલ્પના ભવિષ્યમાં જાય છે ત્યારે કલ્પિત ભવિષ્ય ઉત્પન્ન થાય છે અને જ્યારે એ કલ્પના ભૂતકાળમાં જાય છે ત્યારે કલ્પિત ભૂતકાળ ઉત્પન્ન થાય છે.

એમ માનો કે ૬ માણુસો જુદા જુદાં સાધનથી અમદાવાદથી મુંબઇ જાય છે. એક ગાડામાં જાય છે. બીજો ઘોડાગાડીમાં જાય છે. ત્રીજો મોટર સાઇકલ ઉપર જાય છે, ચોથો ટ્રેનમાં જાય છે, પાંચમો મોટરમાં બેસી જાય છે અને છઠ્ઠો એરોપ્લેનમાં જાય છે. દરેકને મુંબઈ પહોંચતાં જુદો વખત લાગે છે. જે જાતનું વાહન તે વાપરે છે તે પ્રમાણે તેને વખત લાગે છે. તેવી જ રીતે જો કોઈ જીવ પોતાના કર્મ પ્રમાણે કૂતરાના શરીરમાં આવે તો તેનું જીવન પૂરું થતાં એક પ્રકારનો કાળ લાગે, મોરના શરીરમાં બીજા પ્રકારનો કાળ લાગે, માણુસના શરીરમાં ત્રીજા પ્રકારનો કાળ લાગે અને માણુસના શરીરમાં બ્રહ્મજ્ઞાન થાય તો કાળ પણ ઊડી જાય. તેથી કાળ એ એક સાપેક્ષ વસ્તુ છે અને જે વખતે જે દિક્નો ઉપયોગ થયો હોય તે પ્રમાણે કાળ ફરે છે.

તેથી આગળ અને પાછળ એ પણ સાપેક્ષ છે. સાપેક્ષ તત્ત્વ જોનારની દૃષ્ટિને લગતું હોય છે. મોટરમાં મુંબઇ જનાર માણુસ કહે છે કે હું ઘોડાગાડીવાળા કરતાં આગળ પહોંચીશ પણ તે વિમાનવાળા માણુસ કરતાં પાછળ પહોંચે છે. વળી સ્વપ્નાનો કાળ તદ્દન જુદા પ્રકારનો હોય છે કારણ કે સ્વપ્નાની

દિક્ પણ જુદા પ્રકારની હોય છે. સ્વપ્નામાં આજ, કાલ, પરમ દિવસ એ જેમ કલ્પિત ખંડકાળ છે તેમ જાગૃતમાં પણ એક માણસને માટે જે આવતી કાલ હોય તે બીજા માણસને માટે ગઈ કાલ હોય છે. હિંદુસ્તાનમાં રવિવાર હોય ત્યારે ઈંગ્લાંડમાં શનિવાર હોય છે અને બીજા કોઈ દેશમાં સોમવાર પણ હોઈ શકે.

તેથી કાળ એ દ્રષ્ટાના સંબંધવાળું તત્ત્વ છે. આપણે કાળને એક પ્રકારના દૃશ્યમાં લાવીએ છીએ અને પછી એમ માનીએ છીએ કે કાળ એ કોઈ સાચી વસ્તુ છે, પણ એ વાત સાચી નથી. કાળ સાચી વસ્તુ ન હોવાથી જગતની ઉત્પત્તિ બનતી નથી. દરેક પોતાના કલ્પેલ જગતમાં રહે છે અને તે જગત તેની કલ્પના સુધી અથવા તેના અજ્ઞાન સુધી રહે છે.

જે વસ્તુનો બાધ થાય તે મિથ્યા કહેવાય છે. બ્રહ્મદર્શન વખતે જેમ અહં-ઇદંનો બાધ થાય છે તેમ કાળનો પણ બાધ થાય છે તેથી લાંબું જીવન રહે તો ઠીક એ વિચાર ખોટો છે. સાચું જીવન સમજાય તો ઠીક એ વિચાર રાખવો જોઈએ.

એમ માનો કે એક માણસ રાતની ટ્રેનમાં અમદાવાદથી મુંબઈ જાય છે અને બીજો તે જ રાત્રે મુંબઈથી અમદાવાદ જાય છે. બન્ને સેકન્ડ ક્લાસમાં ગાઢ નિદ્રામાં સૂઈ ગયા છે. તે વખતે ટ્રેન કેટલો વખત ચાલી અને ક્યાં પહોંચી તેનું તેમને ભાન નથી. રસ્તામાં એન્જિન બદલે અથવા ગાર્ડ બદલે તે બનાવની સાથે તેમને સંબંધ નથી. પહેલો માણસ કોઈ વખતે કોઈ જગ્યાએ રાત્રે ઊઠીને જુએ તો પોતે ક્યાં પહોંચ્યો અને પોતાને કેટલો વખત લાગ્યો તે ટ્રેનની ગતિ ઉપરથી અને તે જગ્યાના દેખાવ ઉપરથી નક્કી કરે છે. બીજો માણસ રાત્રે કોઈ જગ્યાએ કોઈ વખતે જાગે તો તે પણ પોતાને માટે જુદો વખત અને જુદી જગ્યા તે વખતે નક્કી કરે છે. તે જગ્યા અને તે વખત દરેકની કલ્પનામાં છે. નિદ્રામાં એ કાંઈ નહોતું. ટ્રેન ચાલવાથી શરીર ચાલ્યું એમ બન્નેએ માન્યું, એ એક ભૂલ અને શરીર જ્યાં જાગ્યું ત્યાં પોતે જાગ્યો એમ માન્યું એ બીજી ભૂલ. એવી

ઘણી ભૂલો જાગૃતમાં પણ થાય છે. પૃથ્વી સૂર્યની આસપાસ વર્ષમાં એકવાર ફરે છે. તે ૫૦ વખત ફરે તેથી મને ૫૦ વર્ષ થયાં એ માન્યતા (ઉપરના ટ્રેનના દૃષ્ટાંત પ્રમાણે) ખોટી છે. જીવનું સાચું સ્વરૂપ એટલે આત્માને જન્મ નથી તેમ મરણ નથી. છતાં મને અમુક વર્ષ થયાં એ માન્યતા માણસોની વચ્ચે રહી માણસના વ્યવહારથી સાચા જેવી થઈ જાય છે.

તેથી આત્મજ્ઞાનથી જો દેહનો અધ્યાસ છોડી શકાય તો માણસ બ્રહ્મરૂપ પોતાને જાણી શકે કે જે દશામાં કોઈ ખંડ-દિક્ નથી અને ખંડ કાળ નથી. તે દશામાં શું છે એ તે દશામાં આવ્યા વગર ખબર પડશે નહિ. પશુના શરીરમાં રહેલો જીવ માણસ થાય તો તેના જ્ઞાનમાં જેટલો ફેરફાર થાય તે કરતાં વધારે ફેરફાર માણસના જીવનમાંથી બ્રહ્મદશામાં આવતાં થાય છે.

કોઈ રાજાની સવારી કોઈ શહેરમાં એક શેરીમાંથી નીકળી બીજી શેરીમાં જાય તો એક જ વખતે પહેલી શેરીના માણસો કહે છે કે સવારી ગઈ, બીજી શેરીના માણસો કહે છે કે સવારી આવે છે અને સ્વારીની સાથેના માણસોના જ્ઞાનમાં સવારી આવી નથી તેમ ગઈ નથી. એક જ બનાવને ત્રણ કાળ પડી જવાનું કારણ તે બનાવને જુદીજુદી જગ્યાએથી જોનારના સ્થાન ઉપર અવલંબીને રહેલ છે. તેથી કાળ એક નથી. મહર્ષિએ એક વખત વાતચીતના પ્રસંગ વખતે કહેલ હતું કે એક ક્ષણમાં કલ્પની ભાવનાથી ક્ષણ કલ્પ જેવી લાગે છે અને એક કલ્પમાં ક્ષણની ભાવનાથી કલ્પ ક્ષણ જેવો લાગે છે. તે કહે છે કે કાળ જોનારાની દશામાંથી આવે છે. તે વાતને હાલ પ્રોફેસર આઇન્સ્ટાઈનના સાપેક્ષવાદથી ટેકો મળે છે.

જગત વિશે અને કાળ વિશે આપણું જ્ઞાન આપણી ઇંદ્રિયોથી મળે છે પણ તે સાચું નથી. તેથી ઇંદ્રિયોથી મળતા જ્ઞાન ઉપર અવિશ્વાસ આવવો જોઇએ. જગત કહેતું નથી કે પોતે કેવું છે અને જ્યારે તે જગત આપણે ઇંદ્રિયોના જ્ઞાનથી જાણીએ છીએ ત્યારે આપણી કલ્પનાનું જગત મળે છે, સાચું

જગત મળતું નથી; એટલે કે તે વખતે જગતનું સાચું સ્વરૂપ સમજાતું નથી. જ્યાંસુધી માણસ એક જ દૃષ્ટિબિંદુને વળગી રહે છે ત્યાંસુધી તેને તેની ભૂલની ખબર પડતી નથી. સાપેક્ષવાદ કહે છે કે જ્યારે એક જ બનાવ બેત્રણ દૃષ્ટિબિંદુથી જોવાની ટેવ પાડશો ત્યારે ભૂલની ખબર પડશે. આ કારણને લઈને આપણા ઋષિમુનિઓએ વર્ણાશ્રમધર્મની પદ્ધતિ રચેલ છે. ગૃહસ્થાશ્રમમાંથી નીકળી વાનપ્રસ્થ અથવા સંન્યાસ આશ્રમમાં આવવાથી દૃષ્ટિબિંદુ ફેરવી શકાય છે.

દિક્ અને કાળ કલ્પિત હોવાથી જગતની પહેલાં શું હતું અને પ્રલય પછી શું થશે ? એ પ્રશ્નો ખોટા છે. સ્વપ્નામાં પહેલાં જે હતું, પછી જે હતું, છેવટે જે રહે છે તે બધું એક જ હતું, તેવુંજ જાગૃતમાં પણ છે. કાળની માયા જીતવા માટે બધું જીવન એક સાથે જોવાની ટેવ પાડવી જોઈએ.

એક વખત કેટલાક શિષ્યોએ મહર્ષિને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછીને ઉત્તર મેળવ્યા હતા.

શિષ્ય—જગત સાચું છે કે ખોટું ?

મહર્ષિ—જ્યાં સુધી મન છે ત્યાં સુધી જગત છે. નિદ્રામાં મન નથી તો જગત પણ નથી.

શિષ્ય—પણ મને નિદ્રા આવે છે ત્યારે બીજા માણસો જે જાગતા હોય છે તેમને જગત દેખાયા કરે છે.

મહર્ષિ—જે માણસો જાગતા હોય છે તો તે વખતે જગતનો ભાગ છે તેથી તેમનું કહેવું તે વખતે પ્રમાણ ગણાય નહિ. બીજા છે કે નહિ તે પણ તે વખતે સિદ્ધ કરવાનું છે. જે સિદ્ધ કરવાનું છે તે છે એમ તે વખતે માની લેવાય નહિ. તેમનું અસ્તિત્વ સ્વતંત્ર પ્રમાણથી સિદ્ધ કરવું જોઈએ; પણ તેવું પ્રમાણ મળતું નથી. જે જાગતા હોય છે તેમનું મન ચાલે છે તેથી તેઓ જગતને જુએ છે. તેથી જગત એ મનની અપેક્ષાએ રહે છે. જગત કોઈ નિરપેક્ષ સ્વતંત્ર વસ્તુ નથી.

ગીતામા ભગવાને જ્યાં ૪ પ્રકારના ભક્તોનું વર્ણન આપેલ છે ત્યાં કહેલ છે કે જ્ઞાની ભક્ત તો મારો આત્મા જ છે. જ્ઞાની ભક્ત જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા એ ચાર દશાના અનુભવનો વિચાર કરી તુર્યા કે જે નિત્ય રહે છે તેને જ સાચી માને છે. બીજા ભક્તો જે દેખાય તેને સાચું માને છે.

## ૮ : હૃદયાકાશમાં પ્રકાશનો અનુભવ

મહર્ષિનાં લખાણોમાં ઘણી જગ્યાએ એવું વાંચવામાં આવે છે કે હૃદયની ગુફામાં કેવળ બ્રહ્મ રહેલ છે, તે હું હું રૂપે પ્રગટ થઈને આત્માનો પરિચય આપે છે, માટે આત્મચિંતનથી મન દ્વારા હૃદયમા ઊતરો અથવા ભક્તિથી હૃદયમાં ડૂબકી મારો અથવા પ્રાણાયામ કરી હૃદયમાં રહેલ તત્ત્વનો અનુભવ લઇ આત્મનિષ્ઠ થાઓ. આવાં લખાણો ઉપરથી કેટલાકને એવી શંકા થતી હતી કે બ્રહ્મને માત્ર હૃદયમાં બતાવવાથી બ્રહ્મમાં પરિચ્છિન્નભાવ ઉત્પન્ન થાય છે. આ બાબતમાં તેમની પાસે પ્રશ્ન મૂકતાં તેમણે નીચે પ્રમાણે ખુલાસો કર્યો હતો.

તેમણે કહ્યુ કે આવો જ પ્રશ્ન શ્રી રામચંદ્રજીએ વસિષ્ઠમુનિ પાસે મૂકયો હતો. શ્રી યોગવાસિષ્ઠના ઉપશમ પ્રકરણમા સર્ગ ૭૮માં શ્રી રામચંદ્રજી વસિષ્ઠમુનિને કહે છે કેઃ–'હે મહારાજ! જગતમાં પ્રાણીઓનું હૃદય એને શું કહેવાય છે, કે જે હૃદયરૂપી મોટા અરીસામાં આ સઘળું જગત પ્રતિબિંબની જેમ સ્ફુરે છે?

વસિષ્ઠ બોલ્યા—હે રામ! જગતમા એક હૃદય સ્વીકારવા યોગ્ય છે અને બીજું ત્યાગવા યોગ્ય છે. પ્રાણીઓનું હૃદય બે પ્રકારનું કહેવાય છે, તેનું વિવેચન કહું છું તે તમે સાભળો. સાત વેંતથી મપાઇ શકે એવા દેહમાં જે છાતીનો મધ્યભાગ છે તે ત્યાગ કરવા યોગ્ય હૃદય છે એમ સમજો. કારણ કે એ હૃદય દેહના એક પ્રદેશમાં જ રહેલ છે. જે અખંડ ચૈતન્યનો અનુભવ છે તે સ્વીકારવા યોગ્ય હૃદય છે એમ સમજો. એ હૃદય દેહની

બહાર પણ છે, અંદર પણ છે અને બીજી રીતે જોતાં દેહ વગેરે નહિ હોવાને લીધે એ હૃદય બહાર પણ નથી અને અંદર પણ નથી. એ હૃદય મુખ્ય છે અને તેમાં જ આ સઘળું જગત રહેલું છે. એ હૃદયરૂપી મોટા અરીસામાં સઘળા પદાર્થો પ્રતિબિંબની જેમ સ્ફુરે છે અને તે જ હૃદય સઘળા અનાત્મ પદાર્થોના ભંડારરૂપે છે. સર્વ પ્રાણીઓનો જે અખંડ જ્ઞાનરૂપ આત્મા છે, તે જ સાચું હૃદય છે. દેહના અવયવોમાંના એક અવયરૂપ હૃદય કે જે જડ તથા જૂના પથરા જેવું છે તે સાચું હૃદય નથી. ચિત્તને સઘળી વાસનાઓ વિનાનું કરી, એ અખંડ અનુભવરૂપ શુદ્ધ હૃદય (આત્મા)માં બળાત્કારથી જોડતાં આત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે. હે રામ! અનેક સંકલ્પોથી કલ્પાયેલા અને અનેક આચાર્યોએ કહેલા સમાધિઓના ક્રમોથી અને બીજા ક્રમોથી પણ પ્રાણની ગતિ રોકાઈ જાય છે. મુમુક્ષુ પુરુષને અભ્યાસને લીધે આ સમાધિઓની યુક્તિઓ, રોગ વગેરે કાંઈ અડચણ નહિ કરતાં, સંસારને તોડવાના કામમાં ઉપાયરૂપ થાય છે. અભ્યાસને લીધે દૃઢ થયેલો અને વૈરાગ્યરૂપી ચિહ્નવાળો આ પ્રાણાયામ મોક્ષની ઇચ્છાવાળાઓને મોક્ષની પ્રાપ્તિમાં અને સિદ્ધિઓની ઇચ્છાવાળાઓને સિદ્ધિઓની પ્રાપ્તિમાં ઉપાયરૂપ થવાથી સફળ થાય છે. જેમ પર્વતના પાણીનો ઝરો દૂર જઈને લીન થાય છે તેમ પ્રાણ અભ્યાસને લીધે ભ્રકુટીઓના મધ્યમાં, નાસિકામાં, તાળવામાં અને બ્રહ્મરંધ્રમાં જઈને શાંત થાય છે.

ઉપરનું દૃષ્ટાંત આપી મહર્ષિએ કહ્યું કે હૃદય બે પ્રકારનું છે. એક સ્થૂલ કે જે અંદર છે અને બીજું આધ્યાત્મિક કે જે સર્વવ્યાપક છે એટલે અંદર બહાર બધે છે. પહેલું હેય છે એટલે ત્યાગ કરવા યોગ્ય છે, બીજું ઉપાદેય છે એટલે સ્વીકારવા યોગ્ય છે.

આ જવાબ ઘટાકાશ અને મહાકાશના દૃષ્ટાંતથી પણ સમજાવી શકાય તેવું છે. ઘટમાં ચેતન હોય અને તે પોતાની

અંદરનું આકાશ જુએ તો તે આકાશને મહાકાશરૂપે વ્યાપી રહેલું પણ જોઇ શકે. પણ જે જીવને એમ લાગે કે હું શરીર છું તે મહાકાશરૂપ વ્યાપક ચેતનને જાણી શકશે નહિ. ઘટાકાશની માફક હૃદયના આકાશમાં રહેલ ચૈતન્ય દ્વારા આત્મસાક્ષાત્કાર થઈ શકે છે. તેમાં નીચે પ્રમાણે કેટલાંક શાસ્ત્રોનાં પણ પ્રમાણ છે:–

૧. ગીતામાં ૧૮મા અધ્યાયમાં ભગવાન કહે છે કે ઈશ્વર બધા પ્રાણીમાત્રના હૃદયમાં રહેલા છે.

૨. તૈતરિય ઉપનિષદમાં કહેલ છે કે **यो वेद निहितं गुहायां परमे व्योमन्** । હૃદયરૂપી પરમ આકાશમાં રહેલ તેને જાણી શકે છે. **सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चितेति** । તે બ્રહ્મ સાથે એક થવાથી સર્વ ભોગને પ્રાપ્ત કરી લે છે.

૩. બૃહદારણ્યક ઉપનિષદમાં દહરવિદ્યામાં અને કઠોપનિષદ-માં પણ હૃદયાકાશમાં બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનું જણાવે છે.

૪. કોઇ વખતે કોઇ બે માણસ કજિયો કરતા હોય ત્યારે તેમાંથી એક માણસ છાતી ઉપર જમણી તરફ હાથ મૂકીને બીજાને કહે છે કે. 'આ ભાયડાને જોયો છે?' તે વખતે તે શરીરમાં બીજે ઠેકાણે હાથ મૂકતો નથી. તેથી પણ એમ સિદ્ધ થાય છે કે પુરુષ હૃદયમાં છે, તેને પ્રાપ્ત કરવાનું શરૂઆતનું સ્થળ હૃદય છે અથવા હૃદયાકાશમાં આત્માનું તેજ છે. ખરી રીતે ઉપર કહેલ યોગવાશિષ્ઠમાં જણાવ્યા પ્રમાણે આત્માનું તેજ સર્વત્ર છે પણ ઉપલબ્ધિ સ્થાન તરીકે હૃદય માનવામાં આવેલ છે. જેમ અરીસો અને ભીંત બન્ને માટીમાંથી બને છે છતાં અરીસામાં મોઢું દેખી શકાય છે, ભીંતમાં દેખી શકાતું નથી. તેમ હૃદય જ્યારે શુદ્ધ હોય, વાસના વગરનું હોય, સંકલ્પ વગરનું હોય, ત્યારે ત્યાં આત્માનો અનુભવ મળી શકે છે.

૫. જિસસ ક્રાઈસ્ટે પણ કહે છે કે, મૂર્ખ માણસનું હૃદય છાતીમાં ડાબી તરફ છે અને જ્ઞાનીનું હૃદય જમણી તરફ છે.

હૃદયાકાશમાં આત્માનું જે તેજ ઘણાને અનુભવમાં આવે છે તે શરીરમાં કઈ જગ્યાએ છે તે જાણવા માટે અમેરિકાના

કેટલાક માનસશાસ્ત્રીઓએ સને ૧૮૭૨ થી પ્રયત્ન શરૂ કર્યા. તેઓ લગભગ ૬૦ વર્ષ સુધી મહેનત કરી સને ૧૯૩૪માં ચોકસ નિર્ણય ઉપર આવી શકયા. તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

'જે હૃદયનું કેન્દ્ર આત્માના અનુભવ વખતે ખહુ જ શક્તિથી ભરેલું જણાય છે તે છાતીની જમણી તરફ આવેલું છે. જેની અંતર્દષ્ટિ પકવ થઈ હોય અને જે આ માર્ગે વધેલ હોય તેમના અનુભવમાં તે આવે છે; પણ જે હૃદય માંસ અને નાડીઓનું બનેલું છે અને જે દાક્તરો તપાસે છે તે છાતીની ડાબી તરફ આવેલ છે.'

આ બાબત અમેરિકાના મોડર્ન સાઈકોલોજીકલ રીવ્યુના નવેમ્બર ૧૯૩૪ ના અંકમાં પ્રસિદ્ધ થયેલ છે. તેની એક નકલ અમને શ્રીરમણાશ્રમમાં મળી હતી. આધ્યાત્મિક હૃદયની આ બાબત સાચી છે કે નહિ તે માટે હજુ વધારે તપાસ થાય છે. યોગવાસિષ્ઠમાં તો એવું સ્પષ્ટ કહેલ છે કે આધ્યાત્મિક હૃદય સર્વવ્યાપક છે. મહર્ષિનો પણ એ મત છે.

જ્યારે શ્રીકૃષ્ણનો જન્મ થયો ત્યારે પહેલાં બ્રહ્મ ચૈતન્ય વસુદેવજીના મનમાં દાખલ થયું. તે વખતે વસુદેવજી સૂર્ય જેવા લાગતા હતા. પછી વસુદેવજીએ દેવકીજીના સામું જોઈ તેમને દર્શનદીક્ષા આપી એટલે તે ચૈતન્ય દેવકીજીના હૃદયમાં દાખલ થયું. તે વખતે દેવકીજી પૂર્ણચંદ્ર જેવાં લાગતાં હતાં. તંત્ર–શાસ્ત્રમાં અને ભાગવતમાં પણ કેટલેક ઠેકાણે એમ કહેલ છે કે આત્માનો અનુભવ લેવા માટે પહેલાં હૃદયમાં સૂર્યની ભાવના કરવી, પછી ચંદ્રની ભાવનો કરવી, પછી કોઈ ઉપાસક અગ્નિની ભાવના કરે છે અને તેમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મયુક્ત ચતુર્ભુજ મૂર્તિની ભાવના કરે છે. છતાં એ બધાં દૃશ્યને જોવાવાળો સાક્ષી એ બધાથી અલગ રહે છે. તે કોણ છે? તેની તપાસ કરવા જતાં ઘટાકાશ જેમ મહાકાશરૂપ થાય છે, તેમ સાક્ષી બ્રહ્મરૂપ થવા-લાગશે. ઉપાસક પોતાના ઉપાસ્ય તરફ કેવી દૃષ્ટિ રાખે છે તે ઉપર બધો આધાર છે. ગુજરાતના પ્રખ્યાત ભક્તકવિ દયારામભાઈ

એક ગોપીના મુખમાં એવું વાક્ય મૂકે છે કે, 'હું શું જાણુ કે વ્હાલે મુજમાં શું દીઠું?' એટલા નાના વાક્યમાં ઘણો અર્થ સમાયેલો છે. જેમ પ્રેમની ભાષા આવી અટપટી છે તેમ યોગની ભાષા અને જ્ઞાનની ભાષા પણ અટપટી છે. સત્સંગ કરીને તે સમજવા જેવી બુદ્ધિ તૈયાર કરવી જોઇએ.

કેટલાકને હૃદયમાં આત્માનું તેજ અનુભવમાં આવે છે તે વાત સાચી છે. કેટલાકને તે તેજની સાથે આનંદ આવે છે. કેટલાકને તે તેજની સાથે સિદ્ધિઓ મળે છે. કેટલાકને માત્ર આનંદનો અનુભવ મળે છે અને તેજનો અનુભવ મળતો નથી. જેમને તેજનો અનુભવ મળે છે તેમાં પણ ઘણા પ્રકાર છે. કોઇને તે શરીરના નીચેના ભાગથી શરૂ થાય છે, કોઇને મસ્તકમાંથી શરૂ થાય છે, કોઇને શરીરની વચમાં શરૂ થયેલું જણાય છે, કોઈ તેજ પીળા રંગનું હોય છે, કોઈ લાલ રંગનું, કોઈ બ્લ્યુ રંગનું અને કોઈ સફેદ રંગનું હોય છે. પીળો રંગ તમોગુણનું ચિહ્ન છે, લાલરંગ રજોગુણનું ચિહ્ન છે, બ્લ્યુરંગ સત્વગુણનું ચિહ્ન છે અને સફેદ રંગ ગુણાતીત થવાની શરૂઆત બતાવે છે. વળી જો તે અનુભવ વખતે જીવની અંદર કાંઇ ઇચ્છા રહી ગઇ હશે તો તે તેજની મદદથી તે ઇચ્છા પૂરી થવા લાગશે અને નવી જાતની સિદ્ધિઓ આવવા લાગશે. તે વખતે ભૂલમાં પડવાનો સંભવ છે. રાજકોટમાં એક લુહારને મનની ઉપરના પ્રદેશમાં એક તેજનો ગોળો જોવામાં આવતો હતો. તેની મદદથી ત્યાં બેઠાં મુંબઇમાં શું, બને છે તે કહી શકતો હતો. પ્રાણને ડૂંટીથી શરૂ કરી ઉપર લઇ જઈ તે સમાધિ કરી શકતો હતો. પણ પ્રાણને નીચે ઉતારવાની ક્રિયા તેને આવડતી ન હોતી, તેથી વિષયભોગની તેને જરૂર પડતી હતી. તેનામાં વિષયવાસના બહુ હોવાથી તે તેજની મદદથી બીજી સ્ત્રીઓને અને બીજા પુરુષોને પણ વશ કરી લેતો હતો. છેવટે તે ગાંડો થઇ મરી ગયો. તેથી તેજનો માર્ગ પણ તદ્દન વિઘ્ન વગરનો નથી. તેમાં જો જીવની પ્રકૃતિમાં રહેલ કાંઇ પણ વાસના ભળી જાય

તે તેજ તે વાસનાનું રૂપ એકદમ ધારણ કરી લે છે અને તે બાબતની તે જીવને ખબર પડતી નથી. રેડિયોને ગરમ કર્યા પછી તેમાં તેજ દેખાય છે. પછી તેમાં તેવ-લેન્ગ્થ મૂકી જે સાંભળવું હોય તે સાંભળી શકાય છે. તે અવાજ શરૂઆતના તેજના ઘર્ષણથી ઉત્પન્ન થાય છે. તે તેજનો વિકાર છે. તેવી જ રીતે હૃદયની અંદરના તેજ પાસે જે જાતની પ્રકૃતિ હોય તેવું તે તેજનું રૂપાંતર થઈ જાય છે. તેમાંથી ઘણી સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકાય છે; પણ તે સિદ્ધિઓની પાછળ જનાર જીવ આત્મસાક્ષાત્કારનો માર્ગ ભૂલી જાય છે અને નિદ્રા થતી નથી. કેટલાક તે તેજને સૂર્યની સાથે એક કરીને સૂર્યની મદદથી આ પૃથ્વી ઉપર દૂર દેશમાં બનતા બનાવ જોઈ શકે છે અને કોઇ દૂર દેશમાં રહેલ માણસને કાંઈ અસર કરવી હોય તો કરી શકે છે અને વધારે શક્તિ હોય તો લડાઇમાં કોઇ દેશને જીત પણ અપાવી શકે પણ એ બધા સંસારના પ્રપંચ છે. તેને આત્મજ્ઞાન સાથે સંબંધ નથી. તેથી શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે મહર્ષિએ હૃદયનો જે ખુલાસો યોગવાસિષ્ઠમાંથી આપ્યો તે જ સ્વીકારવા જેવો છે.

## ૯ : બ્રહ્માકારવૃત્તિ

એક દિવસે મહર્ષિ સાથે નીચે પ્રમાણે પ્રશ્નોત્તર થયા હતા:—

પ્રશ્ન—જ્યારે કોઈ માણસ પ્રશ્ન પૂછે છે ત્યારે તે અંતઃકરણમાં આવીને જીવ બનીને પ્રશ્ન પૂછે છે. તેવા જીવને વેદાન્તમાં પ્રમાતા કહે છે. તે વખતે તેનું પ્રમાણ એ તેનું મન અને તેની પાંચ ઇંદ્રિયો છે અને તે વખતે તેનું પ્રમેય એ તેનું જગત છે. એ ત્રણે સાથે રહે છે.

ઉત્તર—બરાબર.

પ્રશ્ન—જ્યારે તે પોતાની શોધ કરે છે અથવા આપના કહેવા પ્રમાણે 'હું'નું મૂળ શોધે છે ત્યારે તે 'હું'ના મૂળમાં પહોંચે

છે, અને તે સાક્ષી બ્રહ્મરૂપ છે એમ અનુભવમાં આવે છે.

ઉત્તર—તે બરાબર છે. તે દશાનું વર્ણન કરતાં શાસ્ત્રોમાં કહેલ છે કેઃ—

**निमेषार्धं न तिष्ठन्ति वृत्तिं ब्रह्ममयीं विना ।** એટલે બ્રહ્માકાર વૃત્તિ વગર એક નિમેષ પણ રહી શકાતું નથી.

પ્રશ્ન કરનાર—*यथा तिष्ठन्ति ब्रह्माद्याः सनकाद्याः शुकादयः ।* જેવી વૃત્તિ બ્રહ્મા વગેરે અને શુકસનકાદિક રાખતા હતા તેવી.

ઉત્તર—સત્ય છે.

પ્રશ્ન—વૃત્તિ આવરણભંગ કરે છે

ઉત્તર—આવરણ જેવી કોઇ સાચી વસ્તુ નથી અને સ્વરૂપ સ્વતઃસિદ્ધ છે તેથી સદા પ્રકાશે છે. સ્વરૂપની તરફથી જોતાં આવરણભંગની જરૂર નથી. આવરણભંગ થયું એમ બહારના માણસોને લાગે છે. વાસ્તવમાં આવરણ હતું જ નહિ.

પ્રશ્ન—જો શુકદેવજીની વૃત્તિ સદા બ્રહ્માકાર રહેતી હતી તો તે સાત દિવસ સુધી શ્રીમદ્ ભાગવતની કથા પરીક્ષિત રાજાને શી રીતે સંભળાવી શકયા ?

ઉત્તર—તેમની દૃષ્ટિમાં બીજું કાંઇ નહોતું. ભાગવત સંભળાવવાથી અથવા ન સંભળાવવાથી બીજું કાંઇ બની જતું નથી. જે કાંઇ બનતુ તેમાં તેમની અભિન્ન દૃષ્ટિ હતી.

પ્રશ્ન—એવી અભિન્ન દૃષ્ટિ બધા માણસોને આપવા જઇએ તો તેઓ તેવી વૃત્તિનો દુરુપયોગ કરે અને અનાચારમાં પડે તેવો સંભવ છે.

ઉત્તર—અનાચાર અને રાગદ્વેષ એ ભેદબુદ્ધિનાં પરિણામ છે. અભેદબુદ્ધિ બરાબર થશે તો અનાચારનો વિચાર આવશે નહિ.

પ્રશ્ન—રજ્જુમાં જેમ સર્પનું જ્ઞાન ખોટું છે તેમ બ્રહ્મમાં જગતનું જ્ઞાન ખોટું છે.

ઉત્તર—બરાબર છે. જે વસ્તુ સાચી નથી તેનું જ્ઞાન રાખવાની જરૂર નથી.

પ્રશ્ન—રજ્જુમા કોઇને સર્પ દેખાય છે, કોઇને દ ડ, કોઇને માળા, કોઇને પાણીની ધારા દેખાય છે, ને વખતે જે રજ્જુ જુએ છે તેનુ જ્ઞાન જ સાચુ છે બીજા જોનારાનુ જ્ઞાન સાચુ નથી

ઉત્તર—બીજા જોનારાની દૃષ્ટિનો વિચાર કરવાની જરૂર નથી, બીજા પણ આપણી કલ્પનામા છે એક જોનારાને ઠીક કરો એટલે બધું ઠીક થઈ જશે

પ્રશ્ન—કેવી રીતે ?

ઉત્તર—સ્વપ્નામા ઘણા દેખાય છે, ને બધા એક જોનારાની કલ્પનામા છે તમે સ્વપ્નામાથી જાગો પછી સ્વપ્નું અને તેમા રહેલા બીજા પોતાનુ પ્રારબ્ધ પૂર કરી લશે

પ્રશ્ન—એ વખતે તો બીજા કોઇ રહેશે નહિ

ઉત્તર—તેવુ જ જાગૃતમા પણ છે અપરોક્ષાનુભૂતિમા શ્રી શકરાચાર્ય કહે છે કે —

**द्रष्टृ दर्शन दृश्याना विरामो यत्र वा भवेत् ।**
**दृष्टि स्तत्रैव कर्तव्या न नासाग्रावलोकिनी ॥**

જ્યા દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય (એ ત્રિપુટી)નો અભાવ થઇ જાય તે દશામા દૃષ્ટિ સ્થિર રાખવી, નાકની દાંડી ઉપર દૃષ્ટિ રાખવી નહિ

એટલામા બીજા કોઈએ પ્રશ્ન કર્યો કે એવી દૃષ્ટિ રાખીએ તો વ્યવહાર શી રીતે થાય ?

ઉત્તર—જ્ઞાની પુરુષો વ્યવહારમા પણ અધિષ્ઠાનની દૃષ્ટિ રાખે છે, કારણ કે અધિષ્ઠાન સિવાય બીજુ કાઈ સાચુ બની જતુ નથી ઘડામા માટીની બુદ્ધિ રાખવી એ જ યોગ્ય છે

પ્રશ્ન—માટીમા પાણી ભરી શકાતુ નથી ઘડામા તો પાણી ભરી શકાય છે

ઉત્તર—ઘડો ફોડીને માટી જોવાનુ હુ કહેતો નથી ઘડો હોય ત્યારે પણ તે માટીરૂપે જોઈ શકાય છે, તેમ જગતને બ્રહ્મરૂપે જોઇ શકાય છે ઘડામા માટીની દૃષ્ટિ કરવી તેની માફક જગતમા બ્રહ્મદૃષ્ટિ કરવી તેને બ્રહ્માકારવૃત્તિ કહે છે

પ્રશ્ન—નામ અને રૂપ સાચાં છે કે નહિ?

ઉત્તર—અધિષ્ઠાનથી જુદાં તે મળશે નહિ. નામરૂપ લેવા જશો ત્યારે પણ તેનું અધિષ્ઠાન મળે છે. માટે જે ત્રણે કાળે સાચું છે તેનું જ્ઞાન રાખો.

પ્રશ્ન—લાકડામાંથી બારી નીકળી એમ બોલાય છે છતાં તે લાકડાથી જુદી થઇ ગઇ નથી. લાકડા ઉપર થયેલ ક્રિયાની દૃષ્ટિ છોડી દઇએ તો તે લાકડું જ છે.

ઉત્તર—બરાબર છે

પ્રશ્ન—પ્રોફેસર આઇન્સ્ટાઇને હાલ ગણિતથી સિદ્ધ કરી આપેલ છે કે દેશ, કાળ, વસ્તુ, નામ રૂપ, વજન, ગતિ વગેરે બધું દ્રષ્ટાની દૃષ્ટિ ઉપર સાપેક્ષ છે. એ કોઈ સાચી વસ્તુ નથી. તે બાબતમાં એક નાનું અંગ્રેજી પુસ્તક 'માયા' નામનું આપને મોકલેલ છે.

ઉત્તર—એ વાત સાચી છે. પુસ્તક મળ્યું છે. મને તે ગમી ગયું તેથી આખું વાંચ્યું છે. એક જોનારને ઠીક કરવાથી બધું ઠીક થઈ જાય છે. ને પુસ્તકમાં ઘણા દ્રષ્ટાની વાત આવે છે પણ ખરી રીતે દ્રષ્ટા એક છે. બીજા દ્રષ્ટા પણ એક દ્રષ્ટાની કલ્પનામાં છે.

પ્રશ્ન કરનારે જવાબ આપ્યો કે તેમાં અનેક દ્રષ્ટા ભૂલ કાઢવા માટે કલ્પેલા છે.

એક દિવસે રાત્રે કેટલાક જિજ્ઞાસુઓ ભેગા થયા હતા અને મહર્ષિ સાથે નીચે પ્રમાણે પ્રશ્ન-ઉત્તર થયા હતા:—

પ્રશ્ન—વ્યવહારની સાથે બ્રહ્માકારવૃત્તિ શી રીતે રહી શકે?

ઉત્તર—હારમોનિયમ વાગે છે ત્યારે તેમાં એક સૂર કાયમ વાગ્યા કરે છે, તેને શ્રુતિ કહે છે. તેની સાથે બીજા સૂર પણ નીકળે છે. પહેલો સૂર કે જે કાયમ રહે છે તેના ઉપર કાન રાખી શકાય તો બીજા સૂર સાંભળતી વખતે પણ તે ભૂલી શકાશે નહિ. ખરી રીતે પહેલો સૂર બીજા બધાને જોર આપે છે. સિદ્ધાંતમાં એમ સમજવાનું છે કે પહેલો સૂર અધિષ્ઠાન છે, બીજા સૂર એ વ્યવહાર છે. વ્યવહારની વાતો સાથે પહેલો

અધિષ્ઠાનનો સૂર ચાલુ હોય છે. તેની સત્તાથી જ વાણી બોલી શકે છે પણ સામાન્ય માણસ પહેલા સૂર તરફ એટલે અધિષ્ઠાન તરફ ધ્યાન આપતા નથી અને પાછળના સૂર સાંભળે છે જ્ઞાની પુરુષ પહેલા સૂર તરફ લક્ષ રાખે છે.

શુકદેવજી એવુ લક્ષ રાખીને બ્રહ્માકારવૃત્તિ રાખી શકતા હતા પહેલા સૂરમા બહુ ધ્યાન લાગશે ત્યારે બીજા સૂરની અસર લાગશે નહિ.

પ્રશ્ન—ઊંઘે છે કોણ ?

ઉત્તર—પ્રમાતા ઊંઘે છે. અધિષ્ઠાન જાગતુ નથી અને ઊંઘતુ નથી ઊંઘમા પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયનો લય થવાથી આત્માની નિષ્પ્રપંચ દશા રહે છે.

પ્રશ્ન—જો આત્મા તે વખતે નિષ્પ્રપંચ છે તો તે વખતે પોતાને કેમ જાણતો નથી ?

ઉત્તર—આત્માને જાણવાપણુ કે ન જાણવાપણુ નથી. જેને અજ્ઞાન હોય તેણે જ્ઞાન માટે મહેનત કરવી પડે છે, એવી દશા જાગૃતમાં બને છે. અનાત્માને અથવા ચિદાભાસને અજ્ઞાન થાય છે તેથી તેને જ્ઞાન માટે પુરુષાર્થ કરવો પડે છે. જાણવું અને ન જાણવુ એ અનાત્મામાં બને છે, આત્માને જ્ઞાન મેળવવાનું નથી, તે જ્ઞાનસ્વરૂપ છે. જ્યારે પ્રમાતા અથવા ચિદાભાસ જણાય ત્યારે અજ્ઞાન જેવું દેખાય. જેને અજ્ઞાન લાગે છે તે જ્ઞાન માટે પ્રયત્ન કરે છે. જ્યારે ચિદાભાસને જ્ઞાન થાય છે ત્યારે ચિદાભાસનો બાધ થાય છે કારણ કે ચિદાભાસ અજ્ઞાનની સાથે જ રહે છે. સુષુપ્તિમાં ચિદાભાસ નથી તેથી અજ્ઞાન નથી અને અજ્ઞાન નથી તેથી જ્ઞાન મેળવવાનું નથી. આત્માને જાણવો એટલે આત્મારૂપ થવુ. એ પણ હાલની વાતચીતની દૃષ્ટિનો વિચાર છે. વાસ્તવમાં માત્ર આત્મા જ છે. તેથી થવાનું કે જાણવાનું કાંઇ નથી.

પ્રશ્ન—જાગૃતના સંસ્કારથી સ્વપ્નું આવે છે, એ વાત સાચી છે ?

ઉત્તર—એ વાત સાચી નથી સ્વપ્નામા ઘણી નવી નવી વસ્તુઓ અને જાગૃતમા ન જોયેલા જીવો પણ દેખાય છે સ્વપ્નામા પણ બીજુ સ્વપ્નુ આવે છે બીજા સ્વપ્નામાથી જાગ્યા પછી જાગ્યા જેવુ લાગે છે પણ તે પહેના સ્વપ્નાનુ જાગૃત હોય છે તેમ રોજ માણુસ જાગે છે, તે પણ સાચુ જાગૃત નથી

પ્રશ્ન—જગત સાચુ હોય તેમ કેમ દેખાય છે ?

ઉત્તર—સિનેમાના પડદામા ઘણુ દેખાય છે છતા સાચુ નથી ત્યા પડદા સિવાય બીજુ કાઈ નથી તેમ જાગૃતમા પણ અધિષ્ઠાન સિવાય કાઈ નથી જાગૃત–પ્રમેય એ જાગૃત–પ્રમાતાનુ પ્રમેય છે બન્ને નિદ્રામા જતા રહે છે

પ્રશ્ન—જાગૃતમા સ્થિરતા કેમ દેખાય છે ?

ઉત્તર—ભૂલથી તેવુ દેખાય છે કોઈ કહે કે હુ નદીમા બે વાર નાહી આ તો પણ પહેલી વાર નાહ્યો ત્યારે જે નદી હતી તે બીજી વાર નાહ્યો ત્યારે રહેલ નથી રોજ કોઈ ફળ જુએ તો કહે છે કે હુ એને એ ફળ જોઉ છુ પણ ખરી રીતે ફળમા ફેરફાર થતો જાય છે દીવાની જ્યોત જોઈને માણુસ કહે છે કે હુ તેને તે દીવો જોઉ છુ પણ એ દીવો ક્ષણે ક્ષણે ફરે છે, કારણુ કે જ્યોત કરતી જાય છે અને તેલ ઓછુ થતુ જાય છે જગત પણ એવુ જ છે ભ્રાંતિથી સ્થિર દેખાય છે

પ્રશ્ન—એની ભ્રાંતિ થઈ કોને ?

ઉત્તર—પ્રમાતાને

પ્રશ્ન—પ્રમાતા આ યો ક્યાથી ?

ઉત્તર—ભ્રાંતિથી ખરી રીતે પ્રમાતા અને તેનુ અજ્ઞાન એક સાથે રહે છે અને આત્મજ્ઞાન થાય ત્યારે બને એકસાથે દૂર થાય છે.

પ્રશ્ન—પ્રમાતા અને તેનુ અજ્ઞાન બને ક્યાથી આ યા ?

ઉત્તર—એ પ્રશ્ન કોણ પૂછે છે ?

પ્રશ્ન—હુ ?

ઉત્તર—તે 'હું' ની શોધ કરો એટલે બધા પ્રશ્નોના ખ

થઇ જશે. સ્વપ્નામાં જેમ ખોટા પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય ઉત્પન્ન થાય છે તેમ જાગૃતમાં પણ બને છે. સ્વપ્નામાં જેમ હુંની શોધ કરતાં તેનું સ્વરૂપ સમજાય તો તેમાં બધુ સમજાઈ જાય છે અને બાકી બીજું જાણવાનું કાંઈ રહેતું નથી, તેમ જાગૃતમાં પણ હુંની શોધ કરતાં તેમાં બધું સમજાઇ જશે અને બાકી કાંઈ જાણવાનું રહેશે નહિ. ઊંઘમાં જેમ પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય જતા રહે છે તેમ સાચા 'હું'ના અનુભવ વખતે પણ તે જતા રહેશે. જે કાંઈ બને છે એવું જાગૃતમાં લાગે છે તે પ્રમાતાને માટે બને છે અને તે સાચો ન હોવાથી વાસ્તવમાં કાંઇ બનતુ નથી.

પ્રશ્ન—ઊંઘમાંથી જાગ્યા પછી પહેલા દિવસનું જોયેલું જગત એનું એ કેમ દેખાય છે ?

ઉત્તર—પહેલા દિવસનું જોયેલું જગત પણ સાચું નહોતું તે જેમ ખોટા પ્રમાતાનું પ્રમેય હતું તેમ બીજા દિવસનું જગત પણ ખોટા પ્રમાતાનું પ્રમેય છે. વાસ્તવમાં કોઈ સાચું જગત નથી. આપણાથી જુદું લાગે તેને જગત કહીએ છીએ. તેવું અહંકારથી લાગે છે. અહંકાર ગયો એટલે જુદું કાંઈ લાગતું નથી અને જગત પણ રહેતું નથી. કાળ પણ પ્રમાતામાંથી આવે છે. પ્રમાતા સાચો નથી તેથી કાળ સાચો નથી. પ્રોફેસર આઈન્સ્ટાઇનના સાપેક્ષવાદથી ગણિતદ્વારા એ સિદ્ધ થયું છે.

પ્રશ્ન—ત્યારે વ્યવહાર કેમ થાય છે ?

ઉત્તર—હાલમાં વાઈસરોયે એક કલાકનો ગોટો આપણી ઘડિયાળમાં કરેલો છે. તે ટાઇમ ખોટો છે છતાં તેનાથી વ્યવહાર ચાલે છે.

પ્રશ્ન—પંચદશીમાં એવું દૃષ્ટાંત આવે છે કે કોઈ નિશાળમાં ઘણા છોકરા ભણવા બેઠા હોય અને સંગીત ગાતા હોય ત્યારે તેમાં જો પોતાના છોકરાનો અવાજ સાંભળવો હોય તો બીજા છોકરાના અવાજ બંધ કરવા જોઇએ; તેવી જ રીતે આત્માનો અવાજ સાંભળવો હોય તો બીજા વ્યવહારનાં કામ બંધ કરવાં જોઈએ.

ઉત્તર—નિશાળના દૃષ્ટાંતમા પોતાના છોકરાનો અવાજ ન હોય ત્યારે પણ બીજાના અવાજ સંભળાય છે, તેથી ભેદ છે પણ સિદ્ધાંતમાં આત્મા ન હોય તો બીજું કોઈ કામ થઈ શકતાં નથી. તેથી આગળ જે હારમોનિયમના સૂરનું દૃષ્ટાંત આપ્યું તેમાં જે સૂર ચાલુ હોય છે તે તરફ લક્ષ હોય તો બીજા સૂર સાથે વાગતા હોય તો પણ પહેલો સૂર સાંભળવામાં હરકત આવશે નહિ.

પ્રશ્ન—મૃગજળને મિથ્યા માન્યા છતા પાછુ દેખાય છે તેમ આ જગત મિથ્યા માન્યા છતાં પાછુ દેખાયાં કરે છે.

ઉત્તર—મૃગજળમાં જળનું જ્ઞાન સાચું નથી તેમ બ્રહ્મમાં જગતનું જ્ઞાન સાચું નથી. બધું એક બ્રહ્મરૂપ છે. એ જ જ્ઞાન સાચું છે.

પ્રશ્ન—વેદાન્તની જૂની પદ્ધતિ જોતાં એમ જણાય છે કે પહેલાં અજ્ઞાન આવે છે, પછી જીવભાવ આવે છે; પણ નવી પદ્ધતિ પ્રમાણે વિચાર કરતાં એમાં પહેલાં પછી જેવું લાગતું નથી. જીવભાવ અને અજ્ઞાન અને જગત એકસાથે આવે છે અને જ્ઞાન થતાં એકસાથે એ ત્રિપુટી જતી રહે છે.

ઉત્તર—એ વાત સાચી છે. **दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येत् ब्रह्ममयं जगत्** । જ્ઞાનમય દૃષ્ટિ કરીને જગત બ્રહ્મમય જોવું.

પ્રશ્ન—એવી દશા માત્ર સત્સંગથી જ પ્રાપ્ત થઈ શકે.

ઉત્તર—સત્સંગ એટલે માત્ર વાતો કરવી એવો અર્થ ન કરવો, પણ સતરૂપી આત્માનો અનુભવ લઇને નિષ્ઠા કરવી.

પ્રશ્ન—આત્મા સ્વયંપ્રકાશ છે તેનો અર્થ શો?

ઉત્તર—સૂર્યે જેમ અંધારું જોયું નથી તેમ આત્માએ અજ્ઞાન જોયું નથી. આત્મા અવેદ્ય છે છતાં અપરોક્ષ અનુભવને યોગ્ય છે. તેને જ સ્વપ્રકાશત્વ કહે છે.

પ્રશ્ન—રજ્જુમાં સર્પ દેખાય ત્યારે તેવો સર્પ કોઇ બીજી જગ્યાએ સાચો જોયેલો હોય તો જ રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય, તેવી જ રીતે જો કોઇએ સાચું જગત જોયું હોય તો બ્રહ્મમાં

જગતની ભ્રાંતિ થઇ શકે ?

ઉત્તર—તેને અન્યથા ખ્યાતિ કહે છે પણ તે સાચી નથી અન્યથા ખ્યાતિનો ખુલાસો નીચે પ્રમાણે છે—

ન્યાયશાસ્ત્રના કર્તા ગૌતમ તથા વૈશેષિકના કર્તા કણાદ આચાર્ય છે તેઓ એમ માને છે કે રાફડા વગેરે ઠેકાણે સાચો સર્પ છે દોરડીમા સાપ જોનારો માણસ ખરી રીતે એ સાચા સર્પને જ જુએ છે પણ નેત્રમા દોષ છે તેથી તે પોતાની સન્મુખ દેખાતો હોય એમ જાણે છે જો કે સાચો સાપ અને નેત્રની વચ્ચે ભીત વગરે અંતરાય છે તથાપિ દોષવાળા નેત્રને લીધે અંતરાય છતા પણ તે સર્પ તેને નજીક દોરડીને ઠેકાણે દેખાય છે કોઇને પિત્તદોષ હોય તો તે રોગને કારણે ચાર ગણુ ખાય તથાપિ તેને તૃપ્તિ થતી નથી જેમ પિત્તદોષથી જઠરાગ્નિમા પાચન કરવાનુ સામર્થ્ય વધે છે તેમજ નેત્રમા પણ તિમિર વગેરે દોષને લીધે પરદેશમા રહેલા સાપને પ્રત્યક્ષ નજીકમા જોવાનુ સામર્થ્ય વધે છે

આ રીતે રાફડા વગેરે સ્થળમા રહેલા સાપનું અન્યથા ભાન એટલે મોઢા આગળ રહેલ દોરડીની જગ્યાએ તેનુ ભાન એટલે ખ્યાતિ અથવા કથનને અન્યથા ખ્યાતિ કહે છે પ્રાચીન ન્યાયમતમા અન્ય દેશમા રહેલી વસ્તુની અન્ય દેશમા પ્રતીતિને જ ભ્રાંતિ કહે છે. વેદાન્તમા અર્થાધ્યાસ અને જ્ઞાનાધ્યાસને ભ્રાંતિ કહે છે બીજે સર્પ છે કે નહિ તે વાત આમા જરૂરી નથી. જ્યા સર્પ દેખાય છે ત્યા સર્પ છે કે નહિ, તેની તપાસ કરવાનુ વેદાન્તમા કહેલુ છે. ત્યા નથી છતા દેખાય છે, અને જ્ઞાનકાળે રહેતો નથી તેથી તેને અનિર્વચનીય ખ્યાતિ કહે છે.

અન્યથા ખ્યાતિમા પણ એક નવો મત છે. જૂના નૈયાયિકના મત પ્રમાણે અન્યથા ખ્યાતિ માનીએ તો દોષવાળી આંખે દૂરનો સાપ દોરડીમા દેખાવાની સાથે દૂરના ઝાડ, ઘર વગેરે પણ દોરડી આગળ દેખાવા જોઈએ પણ તે તો દેખાતાં નથી માટે અન્ય દેશમા રહેલી વસ્તુ અન્ય દેશમા દેખાય તેનુ નામ

અન્યથા ખ્યાતિ નહિ પણ—દોષવાળા નેત્રથી દોરડીનું દોરડીરૂપે ભાન ન થતાં અન્યથા એટલે સર્પરૂપે જે ભાન અને કથન તેને અન્યથા ખ્યાતિ કહેવી.

વેદાન્ત એ મતને એવો જવાબ આપે છે કે જ્ઞેયને અનુસારે જ્ઞાન થાય છે. જ્ઞેય જો રજ્જુ છે તો જ્ઞાન રજ્જુનું થવું જોઈએ. માટે અન્યથા ખ્યાતિ ખોટી ઠરે છે.

વેદાન્તમાં અનિર્વચનીય ખ્યાતિ માનેલી છે. તે સિદ્ધાન્તની રીત આ પ્રમાણે છે—અંતઃકરણની વૃત્તિ નેત્ર વગેરે દ્વારા બહાર નીકળીને પદાર્થના જેવો આકાર ધારણ કરે છે તેથી પદાર્થનું આવરણ દૂર થાય છે અને પદાર્થની પ્રતીતિ થાય છે. પ્રકાશની તેમાં સહાય હોય છે. દોરડીમાં સર્પ દેખાય છે ત્યાં આવરણનો ભંગ થતો નથી. અંતઃકરણની વૃત્તિ દોરડી સુધી જાય છે ખરી પણ મંદ પ્રકાશને લીધે વૃત્તિ દોરડીના સમાન આકારવાળી થતી નથી, અને દોરડારૂપી ચેતનમાં રહેલી અવિદ્યાને લઈને કોઈ બીજો આકાર દેખાય છે. દોરડી લાંબી હોવાથી અને અંતઃકરણમાં સાપના સંસ્કાર હોવાને લઈને દોરડીમાં સાપ દેખાય છે. અવિદ્યાનું કાર્ય સર્પ સત હોય તો દોરડીના જ્ઞાનથી બાધ પામે નહિ પણ દોરડીનું ખરું જ્ઞાન થયા પછી બાધ પામે છે માટે તે સત નથી. તેમ અસત પણ નથી. અસત હોય તો વાંઝણીના છોકરાની પેઠે અથવા સસલાના શિંગડાની પેઠે સર્પ પ્રતીત પણ થવો ન જોઈએ, પણ પ્રતીત થાય છે તેથી અસત પણ નથી.

આ રીતે દોરડીમાં સર્પનું જ્ઞાન સત–અસતથી વિલક્ષણ અનિર્વચનીય છે. અધ્યાસનો વિષય સર્પ અને સર્પનું જ્ઞાન (અધ્યાસના વિષયનું જ્ઞાન) એ બન્ને અવિદ્યાનું પરિણામ છે. અને એ બન્ને અનિર્વચનીય છે કારણ કે જ્ઞાનકાળે તે બન્નેનો બાધ થાય છે. જ્ઞાનકાળે અધ્યસ્તના અભાવથી અધ્યસ્તના જ્ઞાનની પણ નિવૃત્તિ થાય છે.

# ૧૦ : હું કોણ?

મહર્ષિ લગભગ ઘણા પ્રશ્નના ઉત્તરમાં દરેકને એમ જ કહે છે કે, હું કોણ છે ? તેની તપાસ કરો, જે પ્રશ્ન પૂછે છે તેની તપાસ કરો, જ્યાંથી પ્રશ્ન ઉત્પન્ન થાય છે તેના મૂળમાં ઊંડા ઊતરો. એ બાબત વધારે સ્પષ્ટ કરવા માટે વિષ્ણુપુરાણનું એક દૃષ્ટાંત તે આપે છે એક મહાત્મા ઋભુએ પોતાના શિષ્ય નિદાઘને આત્મજ્ઞાન આપવા માટે ઘણી મહેનત કરી પણ તેને બરાબર લાગ્યુ નહિ. તેથી નીચે પ્રમાણે જ્યારે એક પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે શિષ્યની બુદ્ધિ તે બાબતમા વધારે ચોખ્ખી કરી આપી. કેટલોક વખત ગયા પછી ઋભુ નિદાઘને શોધવા ગયા હતા. નિદાઘના ગામમાં બંને ભેગા થયા પણ ગુરુ ઘણા વખત પછી આવેલ હોવાથી નિદાઘ તેમને ઓળખી શકયો નહિ શિષ્યને એમ લાગ્યું કે આ કોઈ ગાંડા જેવો માણસ મારું ગામ જોવા આવેલ છે. બંને એક જગ્યાએ ઊભા હતા એટલામાં તે ગામના રાજાની સવારી પાસેથી નીકળી. ઋભુએ નિદાઘને પૂછ્યું કે "આ શું છે ?". નિદાઘે કહ્યું: "આ રાજાની સવારી છે.

ઋભુ—તેમાં રાજા કોણ છે ?

નિદાઘ—આ જે હાથી ઉપર બેઠા છે તે રાજા છે.

ઋભુ—આમાં હાથી કોણ છે? અને રાજા કોણ છે?

નિદાઘ—તમને એટલી પણ સમજણ પડતી નથી, આ ઉપર બેઠો તે રાજા છે અને આ જે નીચે છે તે હાથી છે.

ઋભુ—એ વાત મને સમજાતી નથી. તું કોઈ યુક્તિથી મને સમજાવ.

નિદાઘે જાણ્યું કે આ મૂર્ખ દલીલથી સમજી શકશે નહિ તેથી તેણે ઋભુને કહ્યું કે તું વાંકો વળ. મહાત્મા વાંકા વળ્યા કે નિદાઘ તેના વાંસા ઉપર બેસીને કહેવા લાગ્યો કે આ જે હું તારા ઉપર બેઠો તે રાજા અને આ જે તું નીચે છે તે હાથી, હવે સમજાયું ?

ઋભુ—એ તું કહે છે કે, "હું જે ઉપર છું તે રાજા અને તું જે નીચે છે તે હાથી" તેમાં હું અને તુંનો અર્થ મને સમજાતો નથી. હું તો નીચે છું. તારી ભાષામાં હું ઉપર આવે છે. નિદાઘ વિચારમાં પડ્યો. હુંને ઉપર રાખવા ગયો પણ હું-નીચે આવી ગયો. તેને ખબર પડી ગઈ કે આ મારા ગુરુ મારું અજ્ઞાન દૂર કરવા આવ્યા છે. ગુરુએ કહ્યું તને એટલા જ્ઞાનની જ જરૂર હતી. હું સિવાય તું થતું નથી. તુંની સિદ્ધિ સ્વતંત્ર રીતે થતી નથી તેથી હું જ સ્વતંત્ર છે અને તે બધામાં એક છે. જીવ જીવ વચ્ચેનો ભેદ ખોટો છે. બધા પોતાને હું કહે છે તેથી પણ હું એક છે. હુંનું બહુવચન થતું નથી. હું-નું બહુવચન 'અમે' કરીએ તો તેમાં તું અને તે આવે છે તેથી હુંનું બહુવચન થતું નથી તેથી પણ હું એક છે. જ્યારે ખોટો હું અહંકારનું રૂપ લે છે ત્યારે તે બીજા હું ને તું કહે છે. પણ વાસ્તવમાં ભેદ નથી. જેમ ઉપરનીચેનો ભેદ ખોટો છે તેમ અંદરબહારનો ભેદ પણ ખોટો છે. ઉપર અને નીચે જેમ દેહ-ના અભિમાનથી થાય છે તેમ હું અને બીજા એ ભાવ પણ દેહના અભિમાનથી ઉત્પન્ન થાય છે.

એક વખત મહર્ષિ સાથે આ બાબત કેટલાકે પ્રશ્ન કર્યા હતા. તેનો સાર નીચે પ્રમાણે છે:—

પ્રશ્ન—કેટલાક કહે છે કે પોતાના મોક્ષ માટે પ્રયત્ન કરવો એ સ્વાર્થ છે તે કરતાં બીજાનું ભલું કરવું એ નિઃસ્વાર્થ સેવા છે.

ઉત્તર—એ લોકો એમ માને છે કે જ્ઞાની પુરુષો સ્વાર્થી છે અને પોતે નિઃસ્વાર્થી છે પણ એ વાત સાચી નથી. જ્ઞાની પુરુષો બ્રહ્મભાવે રહે છે, તે ભાવનાની અસર આખા જગત ઉપર પ્રસરે છે; રેડિયોનું ટ્રાન્સમીટર એક જગ્યાએ બોલે છે, તેની અસર જેમ આખા જગત ઉપર થાય છે અને તેનો લાભ જેને લેવો હોય તે લઈ શકે છે તેમ જ્ઞાની પુરુષોનો આત્મભાવ સર્વત્ર ફેલાય છે અને જેને જોઈએ તેને મળી શકે છે. એ પણ

ઓછી સેવા નથી

પ્રશ્ન—માઈસોર સ્ટેટમા કોઈ વિદ્વાને 'મૂયા વિદ્યા નિરામ' નામનુ પુસ્તક લખેલુ છે તે આપના જોવામા આવેલુ છે?

ઉત્તર—આત્મામાં અવિદ્યા નથી તેથી નિરામ કરવાની જરૂર નથી

થોડી વાર પછી કોઇ બહેને હાર્મોનિયમ લઈને ભજન ગાવાન શરૂ કર્યુ તેમા પહેલો સૂર શરૂ થયો કે તરત મહર્ષિએ કહ્યુ કે, ' એ યાદ રાખો.'' એ પહેલા સૂરને આધારે બાકીન નીકળશે અને તેને આધારે રહેશે, તે જ પ્રમાણે અધિષ્ઠાનન અનુસધાન રાખવુ અહકાર એ શરીર નથી તેમજ આત્મા નથી જેઓ કહે છે કે મને અજ્ઞાન નડે છે તે અહંકારથી બધાયેલો છે આ મા કહેતો નથી કે મને અજ્ઞાન છે. ધર્મની બાબતમા પણ કેટલીક વાર અહકાર એવો ઘુસી જાય છે કે માણસને પોતાની ભૂલની ખબર પડતી નથી મારો ધર્મ બધાએ સ્વીકારવો જોઇએ એવુ અભિમાન પણ કોઈ જગ્યાએ ઉત્પન્ન થાય છે

ભક્તિમાર્ગવાળા શરણભાવથી મૂળતત્ત્વને પ્રાપ્ત કરે છે ત્યા શરણભાવ એટલે અહકારનુ શરણ સમજવાનુ છે અહંકાર પરિચ્છિન્નભાવ ઉત્પન્ન કરે છે અને તેને દૂર કરવો કેટલાકને મુશ્કેલ પડે છે તેથી તે માટે પ્રબળ પુરુષાર્થની જરૂર છે. શરણભાવન સ્વરૂપ દૃષ્ટાતથી સમજવું હોય તો મુંડક ઉપનિષદ્દમા કહેલુ છે કે, 'જેમ નદીઓ સમુદ્રમા જઇને પોતાનુ નામ અને રૂપ છોડી દે છે તેમ જ્ઞાની ભક્ત પોતાના અહંકારથી ઉત્પન્ન થયેલ નામ અને રૂપને છોડી દઇને પરાત્પર પુરુષને પામે છે' નદી સમુદ્રને મળતાં નદીની જેવી દશા થાય છે તેવી વ્યાપક દશા જ્યા સુધી અનુભવમા ન આવે ત્યા સુધી શરણુ ભાવ બરાબર થયો છે એમ કહી શકાય નહિ

મહર્ષિ કહે છે કે અહકાર એ એક આપણને છેતરનાર

વ્યક્તિ છે. તેના મૂળની તપાસ નહિ કરો ત્યાં સુધી તે જશે નહિ. હુંની બરાબર તપાસ કરશો તો આત્માનું અનુસંધાન થઇ શકશે અને અહંકાર નિર્મૂળ થશે. આગળ કહ્યું તેમ અહંકાર એ શરીર નથી તેમજ આત્મા નથી, એ બેના અધ્યાસથી અહંકાર ઉત્પન્ન થાય છે.

મહર્ષિ કહે છે કે સ્વપ્નામાં કોઈ વાંઢો માણસ પરણે ત્યાં વરરાજા સાચો છે અને તેની વહુ ખોટી છે. જ્યારે તે જાગે છે ત્યારે તે પહેલાંના જેવો જ વાંઢો, રહે છે. તેવી જ રીતે સાચો આત્મા હમેશાં એવોને એવો જ રહે છે. તેને માયાનો સંબંધ થતો નથી. તે માયાને અથવા અનાત્માને સાચે સાચો પરણતો નથી. કારણ કે તે પૂર્ણ છે અને પ્રકૃતિ એ કોઈ સાચી વસ્તુ નથી. અહંકાર એ વાંઢા માણસના સ્વપ્નાની દશા જેવો છે. અહંકાર આવ્યા પછી મન અને ઈંદ્રિયો જાગે છે. અહંકાર જાય તો એ બધા જતા રહે છે. બધી પ્રકૃતિનું મૂળ અહંકાર છે. અહં સાચો છે પણ અહંકાર ખોટો છે.

શ્રીશંકરાચાર્ય સૂત્રભાષ્યમાં લખે છે કે (૨-૩-૨૦) જ્યાંસુધી ઉપાધિનો સંબંધ લાગે છે. ત્યાંસુધી જીવભાવ અને સંસારી ભાવ રહે છે. પરમાર્થદૃષ્ટિએ જોતાં જીવ એ કલ્પિત ઉપાધિના સ્વરૂપથી જુદી કોઇ વસ્તુ નથી. જે નિત્યમુક્ત ઈશ્વરનું સ્વરૂપ છે તેનાથી જુદો કોઈ સાચો પદાર્થ છે નહિ. શ્રુતિમાં કહેલું છે કે તેનાથી બીજો કોઈ દ્રષ્ટા નથી, શ્રોતા નથી, મન્તા નથી, વિજ્ઞાતા નથી. તેથી જ, 'તે તું છે.' 'હું બ્રહ્મ છું' વગેરે મહાવાકયો અદ્વૈતનો બોધ કરે છે.

ભગવાન બુદ્ધ પણ કહે છે કે જેને મોક્ષ જોઇએ છે તે અહંકાર છે. તે સાચો નથી. જે સાચો છે તે અહમ્ છે. તે સદા મુક્ત છે.

એમ માનો કે શ્રીરમણાશ્રમમાંથી ૪ માણસો નીકળ્યા અને નીચે પ્રમાણે વાતચીત કરવા લાગ્યા. કોઇ કહે કે હું રમણાશ્રમમાં ૨૫ દિવસ રહ્યો, બીજો કોઇ કહે છે કે હું ૨૨

દિવસ રહ્યો, ત્રીજો કહે છે કે હું ૪ મહિના રહ્યો અને ચોથો કહે છે કે હું ૪ વર્ષ સુધી રહ્યો. એ બધાં શરીર એકનાં હોય (અને ખરી વાત એમ જ છે) તો કેટલો વખત કોણ રહ્યો તે શી રીતે કહી શકાશે ? કાળ, દિવસ, વખત પણ અહંકારને લાગુ પડે છે, આત્માને લાગુ પડતા નથી.

એવા જ્ઞાનની આવૃત્તિ કરીને દૃઢ કરી લેવું જોઇએ. જ્ઞાનીની એવી ઉપાસનાને જ નિષ્ઠા કહે છે. નિષ્ઠા થશે ત્યારે ખબર પડશે કે સર્વમાં એક દ્રષ્ટા છે.

તેથી જ્યારે કોઈ કહે કે મેં અમુક કામ કર્યું, અમુક ન કર્યું ત્યારે તે ભાવમાં અહંકાર આવી જાય છે. પછી તે દૂર કરવો મુશ્કેલ પડે છે. મહર્ષિના મુખમાંથી 'મેં અમુક કર્યું' એવા શબ્દો નીકળતા સાંભળવામાં આવ્યા નથી. ખરું જ્ઞાન મળ્યું હોય અને તેમાં નિષ્ઠા થઈ હોય તો જ એવી દશા પ્રાપ્ત થાય છે.

રજ્જુ-સર્પના દૃષ્ટાંતમાં રજ્જુ દેખાય છે ત્યારે સર્પ દેખાતો નથી, સર્પ દેખાય છે ત્યારે રજ્જુ દેખાતી નથી. બન્ને એક બીજાનાં વિરોધી છે. તેથી બ્રહ્મદશામાં જગત રહેશે નહિ, જગત દેખાશે ત્યારે બ્રહ્મનો અનુભવ રહેશે નહિ. બન્ને વચ્ચે સબંધ બની શકતો નથી. સત અને અસત વચ્ચે સાચો સંબંધ બની શકતો નથી.

એક દિવસે એક ચિત્તાનું બચ્ચું મહર્ષિનો કોઇ સેવક મહર્ષિ પાસે લઈ આવ્યો. તેને તેમના કોચ ઉપર બેસાડયુ પણ તે ચંચળ હોવાથી સ્થિર બેસતુ નહોતું. મહર્ષિએ તેના ઉપર હાથ ફેરવ્યો અને તેની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિ મેળવી એટલે તે સ્થિર થઈ તેની પાસે બેસી ગયુ. તે પછી કોઇએ તે બન્નેનો ફોટો લીધો. તે પછી તે બચ્ચાંને ત્યાંથી ઊઠવુ ગમતું નહોતું. તે બનાવમાં આત્મભાવનો પ્રભાવ સ્પષ્ટ જણાતો હતો. સ્વામી રામતીર્થ પણ વાઘ સાથે એવી રીતે રમતા હતા. ખરી રીતે જીવ ઘણા નથી. વેદાન્તમાં એક જીવવાદ માનેલો છે. એ ભાવનાથી

રહેવાથી તેની ખાતરી થાય છે આ બાબત અનુભવની હોવાથી ઘણાને તેની ખબર પડતી નથી સામાન્ય માણસ બહુ મહેનત કરે તો અનાત્મા શું છે? તે જાણી શકે, પણ આત્મા શું છે તે જાણી શકતા નથી. છેલ્લી દશા કેવી હોય તે કોઇ મહાત્મા સ્પષ્ટ રીતે સમજાવી શકતા નથી, કારણ કે તે સમજાવી શકાય તેવી નથી. મૌન એ આત્માની ભાષા છે. મહાત્માઓ સામાન્ય માણસોની સમજણમાં રહેલી ભૂલો બતાવી શકે અને એટલું માણસ સમજી શકે તો પણ આગળ વધવાનો રસ્તો ખુલ્લો થાય છે. એક મહાત્મા કહે છે:—

ભીખા વાત અગમકી, કથન સુનનકી નાંહી;
જો કહે સો જાને નહિ અને જાને સો કહે નહિ.

અહંકાર વગરની આત્માની દશામાં ચડવા માટે સામાન્ય માણસને બીક લાગે છે અને અહંકારવાળી જે ખોટી દશા છે તેમાં માણસ નિર્ભયપણે વર્તે છે. પૈસો, કુટુંબ, કીર્તિ, સારું શરીર વગેરે મળ્યાં એટલે પોતાને ભાગ્યશાળી માને છે, પણ જ્યાં સુધી માથે મરણની બીક સાથે રહેલ છે ત્યાં સુધી ભાગ્યશાળી શાના?

સાચી જાગૃતિ એ અહંકાર વગરની દશા છે. તેથી તે દશામાં ત્વંકાર પણ રહેતો નથી. જે મહાત્માઓમાં એવી દશા હોય છે ત્યાં શાંત બેસવાથી બીજામાં પણ એવી દશા ઉત્પન્ન થવા લાગે છે. શ્રીરમણાશ્રમમાં કેટલાકને સારી દશાનો અનુભવ સહજ મળવા લાગે છે. એ દશા બરાબર સમજાવી શકાતી નથી. આપણી વાણી દ્વૈતની બનેલી છે. તે એક પ્રકારના દેશ અને કાળમાં બંધાયેલી રહે છે. નવી દશા સમજવા માટે ઘણી શુદ્ધિની જરૂર રહે છે.

ભગવાન ગીતામાં કહે છે:—

**या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥**

ગીતા. ૨–૬૯

જે આત્મભાવમાં સંયમી જાગે છે તે સામાન્ય માણસને રાત્રી જેવી લાગે છે. જે સામાન્ય દશામાં માણસ જાગે છે તે મુનિઓને રાત્રી જેવી લાગે છે.

આવી દશા ઉત્પન્ન થાય ત્યારે તેને ટકાવવા માટે ખાસ કાળજી રાખવી જોઇએ. તે વખતે સત્સંગ માટે અથવા બીજા કોઇ કામ માટે અથવા બીજા કોઈ વિચાર માટે વૃત્તિને બહાર જવા દેવી જોઇએ નહિ. આવી દશાની કિંમત ઘણી છે. તે થોડી વાર ટકી જાય તો પણ કરોડો જન્મના દોષ બળી જાય છે અને ન ટકે તો શંકા ઉપર શંકા થયા કરશે. યશોદાજી શ્રીકૃષ્ણને ધવરાવવા બેઠાં એટલામાં ચૂલે દૂધ ઊભરાયું. તેથી તે શ્રીકૃષ્ણને મૂકી દૂધની સંભાળ લેવા ગયાં. પાછળથી શ્રીકૃષ્ણને એવી રીસ ચડી કે તેણે છાશની ગોળી વગેરે ફોડી નાખ્યાં. તેનો સાર એવો છે કે દૂધની કિંમત કરતાં તેમણે શ્રીકૃષ્ણની કિંમત ઓછી આંકી તેથી વધારે નુકસાન થયું. આવી ચંચળ દશામાં નિષ્ઠા થતી નથી. નિષ્ઠા માટે આત્માનું અનુસંધાન ટકવા દેવું જોઇએ.

શ્રીરમણાશ્રમમાં એવું વાતાવરણ રહે છે કે કોઇને આખો દિવસ ધ્યાનમાં ગાળવો હોય તો ગાળી શકાય તેવું છે.

કેટલાકને ધ્યાનમાં પણ ઘણા આડાઅવળા વિચાર આવે છે મહર્ષિ કહે છે કે એ વિચારો શરૂઆતમાં આવે તે સારું છે. તેનાથી પોતાની ભૂલોની ખબર પડે છે. તે વિચારોનો નાશ થવો જોઇએ તેટલા માટે તે આગળ આવે છે. જેટલા ખોટા વિચારોનો નાશ કરી શકાય તેટલું મનમાં બળ વધે છે અને બીક અને ઇચ્છા ઓછાં થતાં જાય છે. બીક અને ઇચ્છા અહંકારમાંથી ઉત્પન્ન થાય છે. અહંકાર દૂર કરતાં આવડે તો આગળ પ્રગતિ બહુ સરળતાથી થઈ શકે છે.

કોઈ પણ રીતે અહંકાર દૂર કરવાનો છે. લોકસેવાથી પણ અહંકાર દૂર થતો નથી પણ કોઈ વાર વધી જાય છે. ધ્યાન કરીને અહંકારનું ખરું મૂળ શોધ્યા વગર અહંકાર જશે નહિ

એવો મહર્ષિનો મત છે.

કોઈ માણુસ કહે છે કે હું ગવર્નરને ઓળખું છું, વાઇસરૉયને ઓળખું છું, અમુક શેઠને ઓળખું છું, પણ જ્યાંસુધી તે પોતાને ઓળખે નહિ ત્યાં સુધી બીજું નકામું છે. સ્વપ્નામાં જે પોતાને ઓળખે તો બધું ઓળખાઈ જાય છે, તેમ જાગૃતમાં પણ પોતાને જાણતાં બીજું બધું જણાઇ જાય છે.

એક વખત એક માણુસ બહારગામથી શ્રીરમણાશ્રમમાં સત્સંગ માટે આવ્યો હતો. તેણે મહર્ષિને પૂછ્યું કે "કર્મ કેમ છોડવાં એ સૂઝતું નથી." મહર્ષિએ કહ્યું: "તમે કર્મ કરો છો એમ શા માટે માનો છો ? દૃષ્ટાંત તરીકે એક બનાવ લ્યો. તમે અહીં કેમ આવ્યા તેનો વિચાર કરો. તમે ગાડામાં બેસી તમારે ઘેરથી સ્ટેશને ગયા, ત્યાં ટ્રેનમાં બેઠા, પછી ટ્રેન ચાલી, તે ટ્રેન અહીં પહોંચી, તમે આ સ્ટેશને ઊતર્યા, પછી ગાડામાં બેઠા અને હાલ અહીં બેઠા છો. હું તમને પૂછું છુ ત્યારે તમે કહો છો કે 'હું મારે ગામથી અહીં આવ્યો.' એ વાત સાચી છે ? તમે તો જેવા હતા તેવા જ રહ્યા છો. ફક્ત વાહન અને ટ્રેન ચાલ્યા છે. જેમ એ વાહનોની ચલનની ક્રિયા તમે ભૂલથી તમારી માની છે તેમ બીજી ક્રિયાઓ પણ તમે ભૂલથી તમારી માની બેઠા છો. તે ક્રિયાઓ તમારી નથી, ભગવાનની છે તે જિજ્ઞાસુએ પૂછ્યું કે આવી નિષ્ક્રિય દશા રાખીએ તો મન શૂન્ય થઈ જાય અને વ્યવહારનું કાંઇ કામ થઈ શકે નહિ. મહર્ષિએ કહ્યું 'એવી નિર્વિકલ્પ દશા પ્રાપ્ત કરો અને પછી મને કહો કે કર્મ થઈ શકે છે કે નહિ.' ખરી રીતે શરીર છે ત્યાંસુધી કાંઇક કર્મ તો થશે જ, માત્ર 'હું કરું છું' એ ભાવ છોડવાનો છે. કર્મ નડતાં નથી પણ 'મેં કર્યું' એ ભાવ નડે છે."

એક જિજ્ઞાસુએ પૂછ્યું કે 'આત્માની શોધરૂપ સાધના ઘરમાં રહીને થઇ શકે કે ઘર છોડવાથી થઇ શકે ? મહર્ષિએ પૂછ્યું: 'તમે ઘરમાં છો કે ઘર તમારામાં છે ?' તમે તમારી

જગ્યાએ રહો. તે જિજ્ઞાસુએ કહ્યું ‘ ત્યારે હું ઘરમાં રહી શકું છું. ’ મહર્ષિએ કહ્યું: ‘ તેનો અર્થ એવો નથી. મેં કહ્યું તેનો અર્થ એવો છે કે તમે તમારા સ્વરૂપમાં રહો. તમે ઘરમાં નથી પણ ઘર અને આખું જગત તમારામાં છે. જે ગૃહસ્થાશ્રમી એમ માને છે કે પોતે ગૃહસ્થાશ્રમી નથી તે ઘરમાં રહેવા છતાં સંન્યાસી છે. જે માણસ ટ્રેનમાં ઊંઘી જાય છે, તેને માટે ટ્રેનનું ચાલવું, ટ્રેનનુ ઊભું રહેવુ, અને એન્જિનનું બદલવું વગેરે બધું સરખું છે, તેવી જ રીતે જેની નિષ્ઠા આત્મામાં બરાબર થયેલી છે તેમને માટે જગતમાં કંઇ બનતું નથી, કઇ ઉત્પન્ન થતું નથી અને કંઇ નાશ પામતું નથી. જે કંઈ બને છે તે આપણે પ્રમાતા થઈએ ત્યારે બનતું હોય તેવું જણાય છે, તે પોતાનું સ્વરૂપ નથી તેથી જ્ઞાનીને માટે કાંઇ બનતું નથી. હાલ સાપેક્ષ-વાદની રીતે પણ એમ સિદ્ધ કરી શકાય છે કે બધા બનાવ સાપેક્ષ છે. એટલે દ્રષ્ટાના સંબંધવાળા છે. વાસ્તવમાં કંઇ બનતું નથી કારણ કે જે દ્રષ્ટા પોતાથી જુદા દશ્યને જુએ છે તે પોતે પણ ખોટો છે.

જે આવું જ્ઞાન સમજી શકે નહિ તેમને માટે ભક્તિનો માર્ગ છે. ભક્તિમાર્ગમાં જીવ રહે છે પણ જીવની સત્તા રહેતી નથી. જ્ઞાનમાર્ગમાં જીવ લક્ષ્યાર્થમાં એકતા પામે છે. સામાન્ય અહંકારી જીવનું રૂપ એ મિથ્યા વસ્તુ છે. જે વિભક્ત છે તેણે ભક્ત થવું જોઈએ. જે વિભક્ત નથી તેણે અવિભક્ત દશા સમ-જવાની છે. જ્ઞાની ભક્ત ભગવાનને પૂર્ણ પ્રેમ આપે છે. દ્વૈત ભાવનાવાળો ભક્ત થોડો પ્રેમ આપે છે. જ્યાં જીવ અને ઈશ્વ-રનો ભેદ જણાય છે ત્યાં ભેદવાળો પ્રેમ રહે છે. જ્યારે બન્ને એક જણાય છે ત્યારે પ્રેમ પણ અભેદવાળો, એકરૂપ રહે છે. તેથી જ ભગવાને ગીતામાં જ્ઞાની ભક્તને વખાણેલ છે મહર્ષિ કહે છે કે જો શરણભાવ પૂર્ણ થયો હોય તો ભગવાને શું બનાવ્યું એ બાબત પૂછનાર ભક્ત કોણ બાકી રહેશે ? જો ટ્રેન આપણો બધો સામાન લઈ જાય છે તો ટ્રેનમાં બેસીને પોતાને માથે

સામાનનો ભાર જે રાખે તે મૂર્ખ છે. ભગવાને જગતનો બધો ભાર પોતાને માટે રાખેલ છે, છતાં અજ્ઞાની માણસ પોતાને માથે કેટલોક ભાર રાખવા માગે છે.

એક જિજ્ઞાસુએ મહર્ષિને પૂછયું કે, "મને સંસારની ચિંતા બહુ નડે છે અને કોઈ જગ્યાએ સુખ મળતું નથી."

મહર્ષિએ પૂછયું: "નિદ્રામાં તમને ચિંતાઓ નડે છે?"

જિજ્ઞાસુ—"ના."

મહર્ષિએ કહ્યું: "નિદ્રામાં જે તમે હતા તે જ હમણાં છો કે નહિ?"

જિજ્ઞાસુ—"હા."

મહર્ષિએ કહ્યું: "તેથી એમ સિદ્ધ થાય છે કે ચિંતા એ તમારું સ્વરૂપ નથી. જેઓ મનને સાચું માને છે તેઓ મનને વશ કરી શકશે નહિ. જે દશામાં મન સાચું લાગે છે તે દશામાં ચોર પોલીસ બનીને બધાને છેતરે છે. તેથી મનનું સ્વરૂપ સમજીને તે દૂર કરતાં આવડવું જોઇએ. લોકો મને પૂછે છે કે 'મનને વશ શી રીતે કરવું?' તેનો જવાબ એ છે કે, 'મને મન બતાવો, મન એ વિચારોનું બંડલ છે. જે મન વિચારો ભેગા કરવાથી બનેલું છે તે તેને વશ કરવાના વિચારથી શી રીતે જશે?' 'તેથી મનના મૂળને પકડો, આત્માનું અન્વેષણ કરો. મનને અંદર લઇ જશો તો બધા દુ:ખનો અંત આવશે. જો જગત જીવની કલ્પનાથી ઉત્પન્ન થયું છે એમ લાગે તો કલ્પનાનો ત્યાગ કરવો પડશે. જો જગત ભગવાને બનાવેલું છે એમ લાગે તો જગતની જવાબદારી અને તમારી જવાબદારી તેને સોંપીને શરણ થઈ જાઓ."

## ૧૧ : આર્યોની વિદ્યા અને પશ્ચિમના સંસ્કાર

જે પ્રજાની પાસે સત્તા હોય, પૈસા હોય પણ સાથે ધર્મ ન હોય તો સત્તા અને પૈસાનો સદુપયોગ કરતાં તેને આવડતું નથી સત્તા અને પૈસાની સાથે પોતાની જવાબદારીનું ભાન થવુ જોઈએ. તે માટે ધાર્મિક શિક્ષણની જરૂર છે, એ બાબત ધ્યાનમાં રાખીને આર્યોના ઋષિમુનિઓએ ધર્મને પહેલા પુરુષાર્થ તરીકે માનેલો છે. ધર્મ પ્રમાણે અર્થ અને કામ એ બે પુરુષાર્થ સિદ્ધ થાય તો જ પ્રજા સંયમી અને નીતિવાળી રહી શકે. જ્યાં ધર્મની ભાવના સાથે ન હોય ત્યાં અર્થ અને કામ માણસને પશુ જેવા બનાવી દે છે. તેનો નમૂનો પશ્ચિમમાં થતી ઘાતકી લડાઈઓમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે.

ખરું રાજ્ય તે જ કહેવાય કે જ્યાં ચોર ન હોય, કોઇ અસત્ય બોલે નહિ, કોઇ ભૂખે મરે નહિ કોઈ દારુ પીનો ન હોય, જ્યાં વ્યભિચાર થનો ન હોય, જ્યાં અવિદ્વાન ન હોય અને કેળવણી એવા પ્રકારની હોય કે દરેક માણસ પોતાની ફરજ બરાબર સમજી તે પ્રમાણે વર્તતા હોય. આવાં રાજ્યો પ્રાચીન કાળમાં હતાં હવે આવું જીવન સ્વપ્નામાં પણ ઘણાને જણાતું નથી. હાલ ઘણે અંશે વેપારીઓ રાજા થઈ ગયા છે. અને રાજાઓ વેપારી થઈ ગયા છે.

લગભગ ચારસો વર્ષ સુધી યુરોપની પ્રજાએ એશિયા, આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, ઉત્તર અને દક્ષિણ અમેરિકા એમ પાંચે ખંડમાં આક્રમણ કર્યું. યુરોપના કોઇ દેશનો આ આક્રમણમાં વધારે હાથ હશે અને કોઈ દેશનો ઓછો હશે પણ તેમાં મૂળ સિદ્ધાંત એક જ હનો કે જ્યાં આવે ત્યાં, જ્યારે બને ત્યારે અને જેટલુ બને તેટલું બીજાઓનું બળાત્કારથી લઇ લેવું અને તેમ કરવામાં સત્યનો, ધર્મનો અને ન્યાયનો કોઈ પણ દિવસ જરા પણ વિચાર ન રાખતાં, ગમે તેટલું અમાનુષી ઘાતકીપણું થાય

તો પણ, ગમે તેટલી નિર્દોષોની હિંસા થાય તો પણ પોતાનો જ સ્વાર્થ સંભાળવો. આવી સ્વાર્થી પ્રજાના સંસ્કારની સાથે આર્યોના સંસ્કારની સેળભેળ થઇ અને તેનાથી આર્યોની વિદ્યાનું જોર નરમ પડવા લાગ્યુ.

તો પણ આર્યોની વિદ્યાનાં મૂળ ઋષિમુનિઓ એટલાં ઊંડાં નાખી ગયા છે કે તે વિદ્યાની અસર પશ્ચિમના દેશો ઉપર શરૂ થઇ છે. કાંઇક અંશે સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, થિયોસૉફિકલ સોસાયટી, કવિવર ટાગોર, મહાત્મા ગાંધીજી શ્રીરમણ મહર્ષિ, શ્રીઅરવિંદ વગેરેના ધાર્મિક જીવનની અસર ત્યાં ફેલાઈ છે તે ઉપરાંત આપણા દેશનાં ઉત્તમ પુસ્તકોના તરજુમા અંગ્રેજી ભાષામાં અને બીજી ભાષામાં થઇને પશ્ચિમમાં પહોંચ્યા છે. તેની અસરથી યુરોપમાં, મૅક્સ મુલર, એડવર્ડ કાર્પેન્ટર, ડયુસન, શોપનહોર વગેરે સારા લેખકોને આધ્યાત્મિક પોષણ મળેલું છે. મેક્સ મુલર કહે છે કેઃ–" તે તું છો " એ માણસના જ્ઞાનમાં ઊંચામાં ઊંચો અનુભવ છે. તે અનુભવ જુદા જુદા ધર્મોમાં જુદી જુદી રીતે સમજાવવામાં આવેલ છે. પણ હિંદુઓના ઉપનિષદોમાં તે જ્ઞાન જેવા જોરથી અને જેવી સ્પષ્ટતાથી આપવામાં આવેલું છે તેવું બીજા ધર્મોમા જોવામાં આવતું નથી.

અમેરિકાના પ્રખ્યાત લેખક એમરસન, ગીતાનો તરજુમો હમેશાં ખિસ્સામાં રાખતા હતા અને ત્યાંના વિદ્વાનોને કહેતા કે એ આપણી પૃથ્વી ઉપર સારામાં સારું પુસ્તક છે. ઉપનિષદોના સિદ્ધાંતો પણ ત્યાંના વિદ્વાનોની નજર આગળ પહોંચી ગયા છે. ત્યાંના બીજા લેખકો અને વિચારકો, થોરો, વીટમેન, હેનરીડેવીડ, ઓલકોટ વગેરે આર્યોની વિદ્યાના અભ્યાસી બન્યા અને જીવાત્મા અને પરમાત્માનું સ્વરૂપ વધારે સ્પષ્ટ રીતે સમજવા લાગ્યા. તેઓને થયેલા થોડાક આધ્યાત્મિક અનુભવના જેવા અનુભવ તેમને ગીતા અને ઉપનિષદોમાં ઘણા પ્રમાણમાં જોવામાં આવ્યા. તેથી તેઓને આર્યોની વિદ્યા ઉપર મોહ થયો હતો.

અમેરિકન લેખક એમરસન કહેતા કે 'હું બ્રાહ્મણ છું, હું વેદધર્મ સમજી શકું છું તેથી હું જાણી શકું છું કે માણસનાં કર્મ ફેરવી શકાય તેવાં છે.' આવી ભાવનાથી ત્યાંના લોકો એમરસનને 'બોસ્ટનનો બ્રાહ્મણ' કહેતા હતા. એમરસને થોરોનું ધ્યાન હિંદુઓનાં શાસ્ત્રો તરફ વાળ્યું. થોરોને મનુસ્મૃતિ બહુ ગમતી હતી. રશિયન તત્ત્વવેત્તા ઉસ્પેન્સ્કીને પણ મનુસ્મૃતિ બહુ ગમે છે. સમાજની રચના ધર્મ પ્રમાણે કરવી હોય તો તે બહુ ઉપયોગી પુસ્તક છે થોરો એકાંતમાં રહીને નિત્ય અને અનિત્ય વસ્તુઓની તુલના કરી જોતો. તે યોગીની માફક રહેતો હતો. તેના જીવનની કાઇક અસર મહાત્મા ગાંધીજીના શરૂઆતના જીવન ઉપર પણ થયેલી છે.

બુદ્ધના જીવનનું પુસ્તક કે જે એડવીન આર્નોલ્ડે લખેલું છે તેની લગભગ ૮૦ આવૃત્તિઓ થયેલી છે. આવી રીતે યુરોપ અને અમેરિકામાં આર્યોની વિદ્યા ફેલાવા લાગી. કેટલાક પુરાવા ઉપરથી એમ પણ સાબિત કરી શકાય છે કે જિસસ ક્રાઇસ્ટ નાની ઉંમરમાં અભ્યાસ માટે હિંદમાં આવ્યા હતા. મુસલમાન ધર્મમાં સૂફીઓનું સાહિત્ય જોતાં પણ તેમાં વેદાન્તની છાયા જણાઇ આવે છે. આર્યોની પ્રજાનું સવારથી રાત સુધીનું કર્તવ્ય એવી રીતે યોજાયેલું હતું કે તેમાથી દેહનું અભિમાન ઓછું થતું હતું, દરેક પોતાની જવાબદારી સમજતા અને પરમાત્મા સાથે સંબંધ રાખી શકતા હતા. પણ હાલમાં જે કેળવણી અહીં આપવામાં આવે છે તેમાં શરીર એ હુ છુ એ વાતનું સતત સ્મરણ વિદ્યાર્થીને રહે છે. એ પશ્ચિમના સંસ્કારની અસર છે. પશ્ચિમના સસ્કાર જીવને અલ્પકાળના ભોગોમાં રમાડ્યા કરે છે અને મોહ પમાડ્યા કરે છે.

માણસના ટૂંકા જીવનમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ સિદ્ધ થાય તેવી સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા અને ધર્મવ્યવસ્થા કરવી એ સહેલું કામ નથી. માણસ પોતાના પગરખાં અને પાઘડી વચ્ચે સમાઈ જતો નથી.

તેની અંદર જે જે શક્તિ, જ્ઞાન, પ્રેમ વગેરે રહેલાં છે તે માત્ર અર્થ અને કામ એ બે પુરુષાર્થથી ખીલતાં નથી

સંસારનાં સુખ ઉપર જેમણે સફળતા મેળવેલી છે તેમણે આત્મા ઉપર સફળતા મેળવેલી છે એમ કહી શકાય નહિ. હાલના સુધારા માણસોને આત્મા તરફ વાળતા નથી. જ્યાં બીક વધે, ઇચ્છા વધે, સટ્ટો વધે, વ્યભિચાર વધે ત્યાં જંગલીપણું વધે છે. આર્યોનું શિક્ષણ તો બ્રહ્મચર્ય અવસ્થામાં જ પશુવૃત્તિને દાબવાનું કહે છે અને ગૃહસ્થાશ્રમમાં તેને નિયમિત બનાવવાનું કહે છે. જ્યાં સંયમ નથી ત્યાં બાળકો પણ સંયમ વગરનાં અવતરે છે, કામી અને ક્રોધી ગાબાપનાં બાળકો કામી અને ક્રોધી થાય છે. હાલના કાળમાં ફેશન અને વિલાસીપણું વધી ગયું છે.

પશ્ચિમની વિદ્યામાં એમ માનવામાં આવેલું છે કે તેમના બાપદાદા વાંદરા હતા, વળી તેમની કેળવણીમાં સુખ કેટલા પ્રકારનાં છે તેનો ચોખ્ખો વિચાર નથી, તેઓ પુનર્જન્મમાં માનતા નથી તેથી ચાર્વાકની પેઠે આ એક જ જન્મમાં ખાવુંપીવું, પરણવું, છોકરાં બચ્ચાં પેદા કરવાં અને પછી મરી જવું એટલું જ સમજે છે. જર્મનીમા નીત્શેના શક્તિવાદે ઘણાના મન ઉપર અસર કરેલી છે પણ જ્ઞાન વગરની શક્તિ માણસોને પશુ બનાવે છે. એ બાબત ધ્યાનમાં રાખીને આપણા દેશમાં જ્ઞાનીને (કે જે પહેલાના કાળમાં બ્રાહ્મણો કહેવાતા) સમાજમાં પહેલું પદ આપવામાં આવેલું છે.

ખરા ભક્તો પાસે, ખરા જ્ઞાની પુરુષો પાસે વિષયોનું સુખ હોતું નથી છતાં તેઓ સંસારના સુખ કરતાં ઘણો વધારે આનંદ લઈ શકે છે. તેઓ સમાજ પાસેથી ઓછામાં ઓછી સેવા લે છે અને વધારેમાં વધારે ઉપયોગી વસ્તુ (એટલે આત્મજ્ઞાન) આપે છે. માણસના વ્યવહાર માટે જરૂર પડતો પૈસો કમાવાની જરૂર છે પણ જો બધો વખત એ કામમાં ચાલ્યો જાય તો મનુષ્યજીવનનું રહસ્ય સમજવાનો વખત

મળતો નથી પશ્ચિમની વિદ્યાકળામા એ મોટો દોષ છે કે માણસ-
ને આરા વિચાર માટે ફુરસદ રહેવા દેતી નથી વળી જેને ફુર-
સદ મળે છે તેમને જ્ઞાન આપે તેવા પુરુષો બહુ રહેલ નથી
ત્યા હવે પોપની સત્તા તેઓના જીવન ઉપર ચાલતી નથી તેથી
ત્યાના વિચારવાન માણસોની દષ્ટિ હિંદના મહાત્માઓ તરફ
વળે છે હિંદની હાલની પડતી દશામા પણ ઉપનિષદમા વર્ણવેલા
છે તેવા ઋષિમુનિઓ હિંદમા હોય અને કોઇ આત્મજ્ઞાનનો
રસ્તો બતાવે તો ઠીક એવા હેતુથી પશ્ચિમના કેટલાક વિદ્વાનો
અહી આવી તેવા સત પુરુષોને શોધે છે કોઇ મહાત્મા ગાધીજી
પાસે જાય છે, કોઇ શ્રીઅરવિંદ પાસે જાય છે અને કેટલાક
શ્રીરમણ મહર્ષિ પાસે પણ આવે છે આ પ્રકરણમા મહર્ષિ
પાસે સત્સગ માટે આવેલ પશ્ચિમના કેટલાક માણસોની હકી
કત મૂકેલી છે

મહર્ષિની કીર્તિ અગ્રેજી ભાષા જાણનાર લોકોમા વધારે
પ્રમાણમા ડો પોલ બ્રન્ટને ફેલાવી છે આ અગ્રેજ લેખક શ્રી
રમણાશ્રમમા ઘણો વખત રહેલા હતા, ધ્યાનમા કેટલોક કાળ
તેમણે ગાળેલો છે, અધ્યાત્મવિદ્યા ઉપર તેમણે ઘણા પુસ્તકો
લખ્યા છે તે પુસ્તકોનુ વેચાણ પણ આ દેશમા અને બીજા
દેશોમા ઘણુ થયુ છે.

તેમને કેટલોક અનુભવ પણ થયો છે પણ જેટલો અનુભવ
થયો છે તે કરતા તેમની સમજાવવાની પદ્ધતિ ઘણા અગ્રેજી
જાણનારાને ફાવી ગયેલ છે હાલના ઘણા માણસો અગ્રેજી ભાષા-
નો વધારે અભ્યાસ કરે છે સસ્કૃત ભાષાનો અભ્યાસ બહુ
ઓછો થઇ ગયેલો છે તેથી આત્મવિદ્યાના પુસ્તકો અગ્રેજી
ભાષામા કોઇ બરાબર લખી શકે તો વાચનારને અનુકૂળ આવે
છે તે જ વિચારો સસ્કૃત ભાષામા બહુ સારી રીતે અનુભવી
પુરુષો કહી ગયા હોય છે છતા સસ્કૃત ભાષાનો પ્રચાર ઓછો
થવાથી તે ભાષામા આપેલુ રહસ્ય હાલની પ્રજા પકડી શકતી
નથી અગ્રેજો એક સાહસિક પ્રજા છે વેપારને કારણે પણ

તેઓ બધા દેશોના પ્રજાના સંસ્કારનો અભ્યાસ કરે છે. તેમનો દેશ જ એવો છે કે જ્યાં પૂરતો ખોરાક ઉત્પન્ન થતો નથી. તેથી તેમના જીવનનો મુખ્ય આધાર વેપાર ઉપર રહેલો છે. વેપારમાં સ્વાર્થ હંમેશાં રહેલો હોય છે તેથી તે પ્રજામાં નિઃસ્વાર્થતા અને નીતિ આવી શકતાં નથી. છતાં આ દેશના સંબંધમાં આવવાથી હવે તેમને તેમની ભૂલો જણાવા લાગી છે. તેથી તેઓ નીતિવાળો વેપાર કેમ રાખવો તેનો વિચાર કરે છે; પણ તેવો રસ્તો હજુ તેમને મળેલો નથી. હજુ સુધી તેઓએ પૈસાની અને શક્તિની પૂજા કરી છે પણ હવે નીતિ અને ધર્મની પૂજા કરવી પડશે.

ડૉ. પોલ બ્રન્ટન એક પુસ્તકમાં લખે છે કે પૂર્વના દેશોમાં અને પશ્ચિમના દેશોમાં જે કોઈએ બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત કરેલી હોય તો તેમાં એક શ્રીરમણ મહર્ષિ છે. એ વાત તેમણે પોતાના અનુભવથી સને ૧૯૩૨માં લખેલી હતી. તે વખતે તે શ્રીરમણાશ્રમમાં મહર્ષિની હાજરીમાં આત્માનો અનુભવ લેવા માટે આવ્યા હતા. તેમને પહેલી વાર આ આશ્રમમાં જે અસર થઈ તે બાબતમાં તેઓ લખે છે કે "શ્રીમહર્ષિ લોહચુંબકની પેઠે મારું આકર્ષણ કરી રહેલા હતા, મને ધ્યાન સારું લાગી ગયું હતું, મેં જે પ્રશ્નો પૂછવાના લખી રાખ્યા હતા તે બધા દૂર થવા લાગ્યા, તેના ઉત્તર જાણે કે મને મળી જતા હોય તેવું લાગવા માંડ્યું, તે પૂછવાની જરૂર મને લાગી નહિ. મને લાગ્યું કે શાંતિની એક નદી મારી પાસે વહી રહી છે, મારા હૃદયમાં નવો આનંદ જાગૃત થવા લાગ્યો, મારું મન કલ્પનાઓ છોડીને કોઈ નવો આરામ લેવા લાગ્યું. મને લાગ્યું કે બુદ્ધિ ખોટા પ્રશ્નો ઉત્પન્ન કરે છે અને પછી તેમાંથી નીકળી શકતી નથી." આવી દશામાં તેના બે કલાક ચાલ્યા ગયા. ફૂલ જેમ પાસે જનારને સહજ સુગંધ આપે છે તેમ મહર્ષિની હાજરીમાં આત્માની સુગંધ તેને મળવા લાગી. અમને પણ મહર્ષિની હાજરીમાં એવો અનુભવ થવા લાગ્યો હતો અને બીજા ઘણાને પણ એવો અનુભવ ત્યાં થાય છે. તે મહર્ષિની આત્મનિષ્ઠાનું

પરિણામ છે

બીજે દિવસ ડૉ પોલ બ્રન્ટને મહર્ષિને કેટલાક પ્રશ્ન પૂછ્યા હતા મહર્ષિએ તેના જવાબમા કહ્યુ કે 'તમે કોણ છો?' તેની તપાસ કરો હું કોણ છુ? એ પ્રશ્ન પોતાને પૂછીને તેના મૂળમા ઊંડા ઊતરો ' તે પછી તૈતરિય ઉપનિષદમા જણાવેલા પાચકોશથી અતીત થવાની રીત મહર્ષિએ તેને સમજાવી તે બાબતનુ એક પુસ્તક 'સીક્રેટ પાથ' નામનું પોલ બ્રન્ટને પ્રસિદ્ધ કરેલુ છે તેમા એ વિષય બહુ વિસ્તારથી તેમણે સમજાવેલો છે

એક વખત પોલ બ્રન્ટને મહર્ષિને પૂછ્યુ કે, 'યુરોપનુ જીવન બહુ કઢગુ બનતુ જાય છે તેનુ ભવિષ્ય આપને કેવુ લાગે છે હાલનો કાળ બહુ વિષમ લાગે છે'

મહર્ષિએ કહ્યુ —તમારે ભવિષ્ય જાણવાની શી જરૂર છે? તમે વર્તમાન જીવન પણ બરાબર જાણતા નથી વર્તમાન જીવન બરાબર સમજશો તો ભવિષ્યની ફિકર રહેશે નહિ જગત એક સત્તાથી ચાલે છે, જેણે જગતને જીવન આપ્યુ છે તેને ખબર છે કે જગતને કયે વખતે શાની જરૂર છે, તેના ઉપર જગતના સુખદુઃખનો આધાર છે, તમારા ઉપર નથી

પોલે કહ્યુ—જો આપણી આસપાસ આપણે નજર કરીએ તો જગતમા એટલું દુઃખ જણાય છે કે જો ભગવાન દયાળુ હોય તો આવુ જગત રચે નહિ

મહર્ષિ—એ વિષય તમારા આત્માની શોધ કર્યા વગર બરાબર સમજી શકાશે નહિ દરેક માણસનો આત્મા સુખરૂપ છે, તેથી ભગવાને પક્ષપાત કરેલો નથી, પણ અહંકારથી જીવ પરિચ્છિન્નભાવમા એટલે અલ્પભાવમા આવે છે તેથી તેનું સુખ પણ પરિચ્છિન્ન થાય છે માણસ બીજુ બધુ શોધવાનો પ્રયત્ન કરે છે પણ પોતે કોણ છે? તેની તપાસ કરતો નથી તે બાબત મા બીજા જે કહે તે સાચુ માની લે છે મોટા મોટા રાજદ્વારી માણસો બીજાના ઉપર અમલ ચલાવવા અને બીજાને વશ

કરવા ઇચ્છે છે પણ તે પોતાનુ મન વશ કરી શકતા નથી. તેથી કોઈ દેશ જીતવા કરતાં મન જીતવું એ વધારે જરૂરી છે.

પોલ—મનને વશ કરવું એ ઘણું અઘરું કામ છે.

મહર્ષિ—તમે ધારો છો તેવું અઘરું નથી તમે કોણ છો, એની બરાબર તપાસ કરશો તો મન શાંત થવા લાગશે. દરેક માણસ પોતાના સાચા સ્વરૂપે સચ્ચિદાનંદરૂપ છે.

પોલ—અમારા દેશના માણસો બહાદુરી માટે વખણાય છે પણ મનુષ્યજીવનનું ખરું રહસ્ય સમજી શકતા નથી, તમે મને તે સમજાવી શકશો ?

મહર્ષિ—તમે કહો છો કે મારે જ્ઞાન મેળવવું છે તો જેને જ્ઞાન જોઇએ છે તે કોણ છે? તમે 'મને' શબ્દથી કોને ઓળખો છો ?

પોતાના શરીર તરફ આંગળી રાખી પોલ બ્રન્ટને કહ્યું: "હું આ છુ કે જેનુ નામ 'પોલ બ્રન્ટન' છે."

મહર્ષિ—તમે તેને બરાબર ઓળખો છો ?

પોલ—જરૂર, આખી જિંદગી સુધી; 'હું તે છુ' તે વિષે મને શંકા નથી.

મહર્ષિ—પણ એ તો તમારું શરીર છે, તમે તમને બરાબર જાણો તો તમને સત્ય મળશે.

પોલ—મારે શું કરવુ ? અને તેમાં કેટલો વખત લાગશે?

મહર્ષિ—કોલસાને સળગતાં વાર લાગે છે પણ દારુ તરત સળગે છે. આત્માની દૃષ્ટિથી વખત નથી.

પોલ—મેં સાંભળેલ છે કે જો કોઇને આત્મજ્ઞાન મેળવવું હોય તો તે માણસે એકાન્તમાં કોઈ જંગલમાં અથવા કોઇ પર્વતની ગુફામાં રહેવા જવું જોઇએ પણ અમારા દેશનું જીવન જુદા પ્રકારનું છે, અમે એવું એકાંત લઇ શકતા નથી.

મહર્ષિ—પ્રવૃત્તિ તદ્દન છોડવાની જરૂર નથી. દરરોજ એક-બે કલાક ધ્યાન કરશો અને ધ્યાન બરાબર થશે તો તમારી

પ્રવૃત્તિની વચ્ચે પણ તમને ધ્યાનમાં મળેલ શાંતિનો અનુભવ ચાલુ રહેશે.

પોલ—આવા જંગલમાં મનને વશ રાખવું સહેલુ છે પણ શહેરોની ધમાલની વચ્ચે મનને વશ રાખવું એ બહુ મુશ્કેલ કામ છે.

મહર્ષિ—જ્યારે તમને સ્વરૂપનુ જ્ઞાન થશે ત્યારે એમ લાગશે કે જંગલ અને શહેર બન્ને સરખાં છે.

પોલ બ્રન્ટને મહર્ષિ પાસેથી જ્ઞાનનો લાભ ઠીક લીધો તોપણ તેને પૂરો નિશ્ચય થયો નહિ, નિશ્ચય થવા માટે જેવું જ્ઞાન હોય તેવું જીવન કરવું જોઈએ. જો જ્ઞાન પ્રમાણે જીવન ન થાય તો જીવન પ્રમાણે જ્ઞાન થઈ જાય છે. જ્યારે જ્ઞાન ટકતું નથી ત્યારે બીજાના જીવનમાં મન વધારે જાય છે, પોતાનું જીવન ઠીક કરવા માટે વખત રહેતો નથી અને પોતા સિવાય બીજા બધાને સુધારવાની ઇચ્છા થાય છે. એવી ઇચ્છા પોલબ્રન્ટનના મનમાં થવા લાગી. તેને એમ લાગ્યું કે કરોડો લોકો કે જે અજ્ઞાનને માર્ગે જાય છે તેમને આગળ વધવા માટે કાંઇક સાધન બતાવવું જોઈએ. આ બાબત ઉપર બીજા કેટલાક મહાત્માઓ પણ વિચાર કરે છે; પણ હજુ ખરો રસ્તો કોઇને સૂઝતો નથી. તેનું ખરું કારણ એ છે કે આપણા દેશમાં રાજ્યસત્તા અને ધર્મસત્તા વચ્ચે મેળ રહેલ નથી. લોકોમાં જેવા જ્ઞાનનો પ્રચાર કરવો હોય તે માટે રાજ્યસત્તાની મદદની જરૂર રહે છે. મહાત્માઓમાં જ્ઞાન સારું છે પણ તેમની પાસે સત્તા નથી. રાજ્ય કરનાર પાસે સત્તા છે પણ જ્ઞાન નથી; તેથી લોકો ખોટા સંસ્કારમાં તણાય છે. પ્રાચીન કાળમાં રાજ્ય કરનાર માણસ મહર્ષિ જેવા મહાત્માની આજ્ઞા પ્રમાણે રાજ્ય કરતા હતા અને તેઓ એવા મહાત્માઓને ઘણું માન આપતા હતા. હાલના કાળમાં જો કોઇ મહાત્મા સરકારની ભૂલો બતાવવાની હિંમત કરે તો તેમને માટે જેલ તૈયાર રાખવામાં આવી છે.

તેથી ઊલટું ખ્રિસ્તી ધર્મના ધર્મગુરુઓને કરોડો રૂપિયાની

મદદ તે ધર્મના શ્રીમંતો તરફથી મળે છે અને તેની મદદથી તેઓ આ દેશના ઘણા માણસોને ખ્રિસ્તી બનાવે છે. આ બાબત ઉપર ભિક્ષુ અખંડાનંદજીએ ખાસ ધ્યાન ખેંચેલ છે.

પોલ બ્રન્ટનને એમ લાગ્યું કે મહર્ષિ ઘણો વખત ધ્યાનમાં રહે છે, તે લોકોની વચ્ચે રહી લોકોનાં સુખદુઃખ જાણવાની મહેનત કરતા નથી; તેથી જો કે વ્યક્તિ માટે તે આત્માના અનુભવનો માર્ગ બતાવી શકે છે પણ સમાજ માટે તેમની પાસે કાંઈ ઉપાય નથી. સમાજનું ભલું કેમ થાય એ વિચારમાં પોલ બ્રન્ટન બહુ ગૂંચવણમાં પડી ગયા, એટલું જ નહિ પણ એ ચિંતામાં તેમને જે થોડું જ્ઞાન શ્રીરમણાશ્રમમાં મળ્યું હતુ તેની અસર ઓછી થવા લાગી. તે બ્રહ્મવિદ્યા બરાબર પચાવી શક્યા નહિ. કારણ કે મહર્ષિ પાસેથી થોડોક અનુભવ મળ્યા પછી આત્માનો આનંદ લેવાને બદલે શરીરનો આનંદ લેવા માટે ઈંગ્લાંડ જઈને તે પરણ્યા. ફરીથી તેમને જ્ઞાન માટે તરસ લાગી એટલે પોતાનાં પત્ની સહિત પાછા રમણ આશ્રમમાં કેટલોક વખત રહ્યા.

પોલ બ્રન્ટને પોતાના એક પુસ્તકમાં એમ પણ લખેલ છે કે પરણવાથી આત્મજ્ઞાનને વિઘ્ન આવતું નથી. આર્યોની વિદ્યાનો નિશ્ચય જુદા પ્રકારનો છે. આપણાં શાસ્ત્રોમાં એમ જણાવેલું છે કે જેને દેહનું સુખ જોઈએ છે તે આત્માનું સુખ લઈ શકતો નથી.

ઉપર જણાવ્યું તેમ પોલ બ્રન્ટને કેટલાંક પુસ્તકો લખ્યાં છે. તે પુસ્તકોમાંથી તેમને સારી કમાણી થવા લાગી અને લોકો પણ તેમના લખાણનાં વખાણ કરવા લાગ્યા. તેથી તેમને વધારે લખવાની ઇચ્છા થવા લાગી. તે માટે તેમણે આ દેશનાં ઉત્તમ શાસ્ત્રોનો અભ્યાસ પણ કરવા માંડ્યો. ખાસ કરીને તેમને અષ્ટાવક્રગીતા અને માંડુક્ય ઉપનિષદની કારિકા ઉપર બહુ પ્રેમ થયો. તેમાં સમજાવેલ જ્ઞાનયોગ તેમને ગમ્યો. તેની સાથે આપેક્ષવાદ (થિયરી ઓફ રેલેટિવિટી)ની તુલના કરીને તેમણે બે મોટાં પુસ્તક લખ્યાં. એ પુસ્તકમાં તેમણે લખ્યુ કે માંડુક્યની કારિકાનો

અને પશ્ચિમના સાપેક્ષવાદનો અભ્યાસ જો બરાબર કરવામાં આવે તો મહર્ષિના સિદ્ધાંતથી પણ આગળ વધી શકાય. તેમાં લખ્યું છે કે એવા મહાત્માઓ કોઈ દેશમાં નથી કે જેઓએ એ બંનેનો અભ્યાસ કરેલ હોય. એ બાબત અમારા વાંચવામાં આવી એટલે અમે તેમને લખ્યું કે એવા સંત પુરુષો આ દેશમાં છે. વળી મહર્ષિ પણ એ બંને બાબત સારી રીતે જાણે છે.

પણ જેવી રીતે મહર્ષિ રહે છે તેવું જીવન પોલ બ્રન્ટનનું ન હોવાથી તેમના મનમાં વ્યવહાર અને પરમાર્થને એક કરવાના વિચાર બહુ આવતા હતા. એ મુશ્કેલી હાલના કાળમાં ઘણાને લાગે છે. વ્યવહાર ઉપર બહુ જોર દેવાથી દ્વૈતભાવ આવ્યા વગર રહેતો નથી અને પરમાર્થ ઉપર બહુ જોર દેવાથી કેવળ અદ્વૈતભાવ રહે છે; તેથી વ્યવહાર તરફ કાંઈક બેદરકારી આવી જાય છે. આ કારણને લઈ હિંદુઓએ કોઈ બીજો દેશ જીતવાની મહેનત કરેલી નથી

ડૉ. પોલ બ્રન્ટને વ્યવહાર ઉપર બહુ લક્ષ રાખ્યું તેથી તેમનાં છેલ્લાં બે પુસ્તકોમાં કેટલીક ભૂલો રહી ગયેલી છે. માંડુક્ય ઉપનિષદની કારિકામાં અજાતવાદ સિદ્ધ કરેલો છે, છતાં તેમણે તેમનાં છેલ્લાં બે પુસ્તકોમાં ઉત્પત્તિવાદ સ્વીકારેલો છે. વળી જગતની ઉત્પત્તિનું બીજું કારણ ન મળવાથી જગત બ્રહ્માની કલ્પનામાંથી નીકળેલું છે એમ તેઓ માની બેઠા છે. જેમ જીવનું સ્વપ્નું જીવની કલ્પનામાં છે તેમ જગત બ્રહ્માના સ્વપ્નામાં છે એમ તે માને છે. સાપેક્ષવાદની દૃષ્ટિથી જોઈએ તો જગતમાં સમાનકાળ નથી તેથી ઉત્પત્તિ બનતી નથી. માંડુક્ય ઉપનિદમાં પણ ઉત્પત્તિ માનેલી નથી. તેથી જગતનું અસ્તિત્વ સિદ્ધ થતું નથી અને તેની ઉત્પત્તિ માટે બ્રહ્માની કલ્પના કરવાની જરૂર નથી. ઉત્પત્તિવાદ એ શરૂઆતની સાધના કરનાર માટે શાસ્ત્રોમાં માનેલો છે. કોઈ ઘર જોઈને એમ અનુમાન કરે કે તે ઘરને બનાવનાર કડિયો જરૂર હોવો જોઈએ. તેવી જ રીતે જગતને જોઇને સામાન્ય માણસ એવો વિચાર કરે છે કે તેને બનાવનાર કોઈ બ્રહ્મા કે

કોઈ ઈશ્વર હોવો જોઈએ; ત્યાંસુધીનો વિચાર ખોટો નથી. પછી ઈશ્વર કોણ ? એની તપાસ કરવાની ઇચ્છા થાય છે. તેનો વિચાર કરતાં એમ જાણવામાં આવે છે કે ઈશ્વર સિવાય બીજું કાંઈ નહોતું, અને હાલ પણ નથી તેથી કાંઇ ઉત્પન્ન થયું નથી, કાંઇ નવું બન્યું નથી, કાંઈ નવું બનતું નથી અને નવું બનશે નહિ; પણ એવો અજાતવાદ માત્ર આગળ વધેલા સમજી શકે છે જે માણસો રોજ કાંઇ ને કાંઈ ઉત્પન્ન કરતા હોય, જેનું કુટુંબ વધતું જતું હોય તેઓ અજાતવાદ સમજી શકતા નથી.

બીજી ભૂલ પોલ બ્રન્ટને એવી કરેલી છે કે સ્વપ્નું જો કે દરેક વ્યક્તિનું જુદું જુદું હોય છે, છતાં જાગૃત અવસ્થાનું જગત સૌને સરખું લાગે છે. એ વાત પણ સાચી નથી. જાગૃત અવસ્થાનું જગત સૌને સરખું લાગતું નથી બાળકનું જગત અને સ્ત્રીઓનું જગત સરખું નથી. એક જ સ્ત્રી કોઇને બહેન લાગે છે, કોઇને દીકરી લાગે છે, કોઇને મા લાગે છે, કોઇને મામી, કાકી કે ફઇ લાગે છે અને કોઇને પત્ની લાગે છે. પુરુષોનું જગત પણ સરખું નથી. ઘોડો, ગાય, મોર, ઉંદર વગેરે આપણા જગતને નવી રીતે જુએ છે. સાપેક્ષવાદના ગણિતથી પણ હવે એમ સિદ્ધ થઇ શકે છે કે જાગૃતનું જગત પણ સમાન નથી. એ સાપેક્ષવાદ આપણા દેશમાં હજુ બહુ જાણીતો થયો નથી. તેથી તે માટે એક અંગ્રેજી પુસ્તક "માયા" નામનું અમે પ્રસિદ્ધ કરેલું છે.+ અને તે પુસ્તકનું ગુજરાતી ભાષાંતર "કાળની ગતિ" એ નામના પુસ્તકમાં દાખલ કરેલું છે ×

જેમ હાથીને અથવા માણસને સ્વપ્નામાં વાઘ દેખાય તો તેની બીકથી તે જાગી જાય છે તેમ ખોટી માયાથી પણ કોઈ કોઇ જીવ સ્વરૂપમાં જાગી જાય છે. તે સ્વરૂપમાં જાગે છે ત્યારે તેને ખબર પડે છે કે પોતે તે રૂપે પહેલાંથી જ હતો. તે વખતે

+ મળવાનું ઠેકાણું:—'ઉત્થાન' કાર્યાલય, ગોયાગેટ, મકરપુરા રોડ, વડોદરા. કિં. ૧–૦–૦

× મળવાનું ઠેકાણું:—ભક્તિમાર્ગ કાર્યાલય, પોસ્ટ બોક્સ ૬, અમદાવાદ.

ત્રિપુટીનો લય થાય છે એટલે કે દ્રષ્ટા, દર્શન કે દશ્ય જેવું રહેતું નથી. પછી શરીરનું પ્રારબ્ધ રહે છે. તે પણ બહાર જતા મનની દૃષ્ટિએ છે. જેમની દૃષ્ટિ અંતર્મુખ થયેલી છે તેમને માટે પ્રારબ્ધ નથી. એવી દશામાં આવરણ આવતું નથી અને સહજ નિર્વિકલ્પ સ્થિતિ રહે છે. નિદ્રામાં જેમ જ્ઞાન કે અજ્ઞાન નથી તેમ તેવી દશામાં વૃત્તિની જરૂર રહેતી નથી. ત્રિપુટી વગરના જ્ઞાનને સ્વરૂપજ્ઞાન અથવા જ્ઞ સ્વરૂપ કહે છે. બીજી વસ્તુઓનું જ્ઞાન એ અજ્ઞાન છે.

એક જિજ્ઞાસુ કહેતા હતા કે જ્ઞેય વગરનું જ્ઞાન બની શકે જ નહિ અને મહર્ષિ જ્ઞેય વગરના જ્ઞાનની વાત કરે છે તે સમજાતું નથી. અમે તેમને કહ્યું કે જે દશાનું જે જ્ઞાન હોય તે જ્ઞાન તે દશામાં આવ્યા વગર જાણી શકાશે નહિ. વૃત્તિ વગરની દશા વૃત્તિવાળી દશાથી સમજી શકાશે નહિ.

મહર્ષિ કહે છે કે ટ્રેનમાં સૂઈ ગયેલ માણસને સ્ટેશન આવ્યાં કે ગયાં કે એન્જિન બદલ્યાં કે પેસેન્જરો આવ્યા કે ગયા તેની ખબર રહેતી નથી. તેમ જ્ઞાની પુરુષોને જગતના બનાવો અસર કરતા નથી. કોઈ માણસને ૩ સ્ત્રી હોય, તે વખતે તે માણસ મરી જાય તો એ ત્રણે વિધવા થાય છે, તેમ જ્ઞાની પુરુષોનાં સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ જતાં રહે છે. એ ત્રણે કર્મનો ધણી પ્રમાતા છે, તેનો જ્ઞાનથી અભાવ થવાથી એ ત્રણે કર્મ બળી જાય છે. બધા બનાવ સાપેક્ષ છે અને ખોટા પ્રમાતાનાં પ્રમાણ સાથે રહેલા છે. જે બનાવ આપણા જ્ઞાનમાં નથી તે આપણે માટે બનતો નથી. તેથી કોઈ બનાવને સ્વતંત્ર સત્તા નથી.

પોલ બ્રન્ટનના પુસ્તકોથી પશ્ચિમના લોકોને હિંદની આધ્યાત્મિક સંસ્કૃતિનો પરિચય સારી રીતે થયેલો છે અને આપણા દેશના લોકોને પશ્ચિમમાં થયેલી સાપેક્ષવાદની નવી શોધનું રહસ્ય વધારે સરળતાથી જાણવાનું મળ્યું છે. એ બે કામ માટે પોલ બ્રન્ટનને ધન્યવાદ આપવો ઘટે છે. છતાં

પશ્ચિમના સંસ્કારની કાંઈક અસર તેમના લખાણુમાં જોઈ શકાય છે.

પોલ બ્રન્ટને પોતાનાં છેલ્લાં પુસ્તકોમાં કાંઈ ભૂલ હોય તો તે બતાવવા માટે અમને લખ્યું તેથી અમારે તેમની સાથે કેટલોક પત્રવ્યવહાર થયો હતો. તેમાં આખા જગત ઉપર શાંતિ જાળવવા માટે બધા દેશોનું એક રાજ્ય થાય તો ઠીક એ પ્રશ્નની ચર્ચા પણ ચાલી હતી. તેમનો મત એવો છે કે એવું રાજ્ય ભવિષ્યમાં થવાનો સંભવ છે, પણ હાલમાં યુરોપ અને અમેરિકામાં તે મતની વિરુદ્ધ મત બહુ છે. અમે તેમને લખ્યું કે અમેરિકન લેખક વીલ્કીના "એક જગત"ના પુસ્તકની લાખો નકલ ખપી ગઈ છે. તે એક રાજ્યની તરફ પ્રજાનું વલણ બતાવે છે.

પશ્ચિમના સંસ્કારોએ આધ્યાત્મિક બાબતમાં આપણને જો કાંઈ પણ ખરી મદદ કરી હોય તો તે પ્રો. આઈન્સ્ટાઈનની સાપેક્ષવાદની શોધ છે. જો કે તે શોધ આધિભૌતિક વિજ્ઞાનમાં કરેલી છે તોપણ આધ્યાત્મિક માર્ગમાં તે બહુ ઉપયોગી થઈ પડેલ છે.

સાપેક્ષવાદ (થિયરી ઑફ રેલેટિવીટી) ની બાબતમાં પોલ બ્રન્ટન લખે છે તે મત જ્યારે બહુ ફેલાશે ત્યારે માયાનું ખરું રહસ્ય જાણવામાં બહુ સગવડ પડશે. અમને પણ એ વાત સાચી લાગે છે.

આ જગત કોણે બનાવેલું છે તે બાબતમાં અમે તેમને લખીને સમજાવ્યું હતું કે સાપેક્ષવાદ એક સમાન કાળને રદ કરે છે, અને જગતની ઉત્પત્તિ માટે સમાન કાળની જરૂર છે; તેથી જગતની ઉત્પત્તિ બની શકતી નથી. એ બાબત હાલ યુરોપના નવા વિચારક રસેલ અને જેન્ટીલે પણ સાપેક્ષવાદની મદદથી પોતાનાં પુસ્તકોમાં સમજાવેલી છે.

જગતની ઉત્પત્તિ થઈ છે કે નહિ તે બાબત અમારે શ્રીરામકૃષ્ણ મિશનના એક વિદ્વાન સંન્યાસી સાથે થોડા વખત

પહેલાં વાતચીત થઈ હતી. તેમણે સાપેક્ષવાદનો પણ સારો અભ્યાસ કરેલો છે. તેમણે પણ અમને એવો જવાબ આપ્યો કે હાલના સાપેક્ષવાદના સાયન્સથી એમ નક્કી કરી શકાય છે કે જગત ઉત્પન્ન થયું નથી. આર્યોની વિદ્યામાં પણ એમ માનેલું છે કે જે અનુભવનો બીજી ભૂમિકામાં બાધ થાય તે અનુભવ પહેલી ભૂમિકામાં પણ સાચો નથી. જાગૃત અવસ્થાના જગતનો સુષુપ્તિમાં બાધ થાય છે તેથી જાગૃત અવસ્થામાં પણ જગત સાચું નથી જે વસ્તુનો કદાપિ બાધ ન થાય તેને જ સાચી વસ્તુ કહે છે પણ જે માણસો અહંકારથી સંસારના કામમાં બહુ રચીપચી રહેલા હોય તેમને આ સિદ્ધાંત સમજવામાં આવે તેવો નથી. માયામાંથી નીકળવા માટે તેઓને માટે ભગવાનના અનુગ્રહની જરૂર છે. જ્યારે જ્ઞાન થાય છે ત્યારે જીવાત્મા અને પરમાત્મા જુદા રહી શકતા નથી અને જગત પણ જુદું રહી શકતું નથી.

પોલ બ્રન્ટને તેમના છેલ્લા પુસ્તકોમાં લખેલું છે કે જે માણસ સ્વપ્નને જુએ છે, જે તેમાં ભાગ લે છે, જે સ્વપ્નું ઉત્પન્ન કરે છે તે એક જ પુરુષ છે. તે વાત પણ સાચી નથી. જે સ્વપ્નું ભોગવે છે અને જે સ્વપ્નું જુએ છે તે જુદા છે જો જોનાર સ્વપ્નાની ક્રિયામાં લેપાઈ જાય તો જોનાર રહે નહિ અને સ્વપ્નું યાદ આવે નહિ.

તેમણે એક પુસ્તકમાં લખેલું છે કે એક પરમાત્માએ પોતામાંથી અનેકરૂપ કરેલાં છે. અમે તેમને જવાબ આપ્યો હતો કે એ કે ઉપનિષદમાં એવી શ્રુતિ છે છતાં તે શરૂઆતના સાધકને સમજાવવા માટે છે. આગળ વધેલા માટે અનેક દેખાતા નથી. મહર્ષિનો પણ એ મત છે.

બીજી એક જગ્યાએ તેમણે લખેલું છે કે જીવાત્માને પરમાત્મા સાથે પરણાવવો જોઈએ. તેના જવાબમાં અમે તેમને લખેલું હતું કે જ્યાં બે જુદા હોય ત્યાં તેમને પરણાવવાની જરૂર પડે છે. જ્યાં જુદાઈ લાગતી નથી ત્યાં ભેદ પડતો નથી

તેથી વિવાહની જરૂર પડતી નથી

આ બાબત બ્રહ્મસૂત્ર ઉપર ભામતીની ટીકામાં સ્પષ્ટ કરેલી છે. ત્યાં શ્રીવાચસ્પતિ મિશ્ર લખે છે કે **न वयं अमेदं साधयामः किंतु मेदं प्रतिषेधयामः।** એટલે અમે અભેદ સાધતા નથી પણ ભેદનો નિષેધ કરીએ છીએ. તેનો અર્થ એમ છે કે સગુણ બ્રહ્મ ભેદ મટાડીને અભેદ કરે છે, નિર્ગુણ બ્રહ્મ ભેદનો નિષેધ કરે છે, મૂળ વસ્તુ ભેદને સહન કરતી નથી. ખરા પ્રેમી પણ ભેદને સહન કરતા નથી. સ્ત્રી પતિનું નામ લેતી નથી, પતિ સ્ત્રીનું નામ લેતો નથી કારણ કે બન્ને અભિન્ન છે." તે કારણને લઈને રાધાજીનું નામ પણ શ્રીમદ્‌ભાગવતમાં નથી એ ભગવાનની અભિન્ન શક્તિ છે.

પોલ બ્રન્ટન તેમના પુસ્તકમાં લખે છે કે "જાગૃત અવસ્થાનું જગત વર્તમાન દશામાં અનુભવમાં આવે છે,' સ્વપ્નું થઈ ગયા પછી તે ભૂતકાળના અનુભવ રૂપે યાદ આવે છે. તે બાબતમાં અમે તેમને લખ્યું હતું કે કોઈ વાર એક સ્વપ્નાની અંદર બીજું સ્વપ્નું આવે છે. ત્યારે પહેલા સ્વપ્નામાં એમ લાગે છે કે હું (બીજા) સ્વપ્નામાંથી જાગ્યો અને મારું સ્વપ્નું પૂરું થયું, છતાં તે જાગૃત અવસ્થા પહેલા સ્વપ્નાની અંદર છે. ત્યાં ભૂતકાળ અને વર્તમાનકાળ બન્ને ખોટા છે.

તેમણે એમ પણ લખેલું છે કે જાગૃત જો કે સ્વપ્ના જેવું છે પણ જાગૃત વધારે વખત ટકે છે. તે વાત પણ સાચી નથી. જાગૃત અવસ્થામાં જ્ઞાન થાય તો જાગૃત પણ સ્વપ્નની માફક તરત બાધ પામે છે.

જેમ પોલ બ્રન્ટને શ્રીરમણાશ્રમમાં રહી મહર્ષિ પાસેથી આધ્યાત્મિક લાભ મેળવ્યો તેમ બીજા પણ યુરોપિયન, અમેરિકન, ફ્રેન્ચ, જર્મન વગેરે પણ મહર્ષિ પાસેથી આધ્યાત્મિક લાભ મેળવી શકયા છે. એક મેજર ચેડવીક તો પોતાનું નાનું મકાન બાંધીને મહર્ષિના શિષ્ય તરીકે ત્યાં કાયમ રહે છે.

અમે મેજર ચેડવીકને પૂછ્યું કે આવા આશ્રમો યુરોપ અને અમેરિકામાં ઘણા હોય અને ત્યાં આધ્યાત્મિક ઉપદેશ આપવામાં આવતો હોય તો ત્યાંનું વાતાવરણ ઘણું આધ્યાત્મિક રહે, રાગદ્વેષ ઓછા થઇ જાય અને લડાઇઓ કાયમને માટે અટકી જાય. તેના જવાબમાં તેમણે કહ્યું કે, "હાલ કળિયુગ ચાલે છે, આવા કાળમાં એવા સાત્ત્વિક વાતાવરણની આશા રાખી શકાય તેવું નથી."

આરકોટ ડીસ્ટ્રિક્ટમાં પોલીસ ખાતામાં એક હંફ્રીઝ નામના અંગ્રેજ ઇન્સ્પેક્ટર હતા. તેમને કોઈ મહાત્માને મળવાની ઇચ્છા થવાથી અને કોઈએ મહર્ષિનું નામ આપવાથી તેમના સત્સંગ માટે તે તિરૂવન્નમલઈ આવ્યા હતા અને ત્યાં કેટલોક વખત રહી આત્માનો અનુભવ લીધો હતો. પોલ બ્રન્ટનની પહેલાં તે આવ્યા હતા. તેમણે પોલ બ્રન્ટનને મહર્ષિની ઓળખાણ આપી હતી. હંફ્રીઝે એક વખત મહર્ષિને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછયા હતાઃ—

હં—આપણે જગતને મદદ કરી સુધારી શકીએ કે નહિ?

મ—પહેલાં તમને સુધારો, પછી જગતને મદદ આપી શકાશે.

હં—મારે જગતનું કલ્યાણ કરવું છે.

મ—તમારું કલ્યાણ કરવાથી જગતનું કલ્યાણ થઇ જશે. તમે જગતમાં છો, તમે જ જગત છો, તમે જગતથી જુદા નથી, જગત તમારાથી જુદું નથી. દશ્ય તથા દર્શન તરફ ધ્યાન ન આપો પણ જે દ્રષ્ટા જગતને જુએ છે તેને ઠીક કરો. તે બધા કારણનું કારણ છે. તેનો અનુભવ થયા પછી જે દેખાશે તે જગત તરીકે રહેશે નહિ પણ ભગવાન તરીકે દેખાશે. મન અને ઇંદ્રિયોથી જગત દેખાય છે. બહેરાને કાંઇ સંભળાતું નથી, આંધળાને કાંઇ દેખાતું નથી. આપણી માન્યતા જગત ઉપરથી હઠાવી લઇએ તો જગત દેખાશે નહિ.

હાલના કાળમાં ઘણા માણસોને લોકોનું કલ્યાણ કરવાની ઇચ્છા કેમ થાય છે? આગળનો ઇતિહાસ જોતાં એ વૃત્તિ

આટલી બધી જોવામાં આવતી નથી. તેનું એક કારણ એમ માની શકાય છે કે હાલ વેપારીઓનાં રાજ્ય હોવાથી સ્વાર્થ અને અનીતિ વધી ગયેલાં છે. પહેલાંના કાળમાં તેમનું એટલું જોર નહોતું. વળી સંચાની શોધ થયા પછી વેપારીઓને ધન વધારવાની વધારે સગવડ થઈ ગયેલી છે, તેની સાથે માણસો પણ સંચા જેવા થવા લાગ્યા છે. તેથી સુધારા ઉપર સુધારા કરવા પડે છે અને તે સુધારાનો અંત જણાતો નથી.

ગ્રાંટ ડફ નામના એક અંગ્રેજ પણ રમણાશ્રમમાં આવીને રહેલા હતા. મહર્ષિનાં એક બે અંગ્રેજી પુસ્તકોની તેમણે પ્રસ્તાવના લખેલી છે. તે કહે છે કે અમે પશ્ચિમના લોકો જ્યારે આત્માને માર્ગે ચડીએ છીએ ત્યારે મનની ક્રિયાને છેવટની ક્રિયા સમજીએ છીએ. અમારા દેશમાં કોઈ કોઈ મહાત્માઓએ મનની ઉપરના પ્રદેશનો અનુભવ લીધેલો છે પણ તેમની ભાષા અમને સમજાતી નથી. એ મુશ્કેલીનું એક કારણ એ છે કે આત્માનો અનુભવ લીધા પછી મનનો નાશ થવો જોઇએ. તે નાશ થયા પછી અમને કાંઈ સૂઝતું નથી પણ હિંદના મહાત્માઓ આગળનો રસ્તો ચોખ્ખો કરી બતાવે છે, અને છેવટના અનુભવ સુધી પહોંચાડી દે છે.

એક વખત એક જોઈસ હિડિંગ નામની ફ્રેંચ બાઈ રમણાશ્રમમાં સત્સંગ માટે આવી હતી. તેણે મદ્રાસના "સન્ડે ટાઈમ્સ"માં મહર્ષિના સિદ્ધાંત બાબત એક સારો લેખ પ્રસિદ્ધ કરેલો છે. તે એક નાના પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ થયેલો છે. મહર્ષિનો સિદ્ધાંત સાપેક્ષવાદ સાથે મેળવીને તે બાઈ લખે છે કે <u>દ્વૈત દૃષ્ટિ એ કેવળ ભ્રાંતિ છે.</u> સ્વપ્નામાં આપણે ઘણાં રૂપ જોઇએ છે છતાં આપણે તેમાંથી એક આપણું રૂપ માનીએ છીએ. ખરી રીતે આખા સ્વપ્નાને આપણે બનાવીએ છીએ, તેથી તેમાં દેખાતાં બધાં રૂપ આપણાં છે. વળી આપણે બધાં રૂપને તે વખતે સાચા માનીએ છીએ અને એકબીજાથી જુદાં માનીએ છીએ. પોતાને પણ એક જુદા જીવ તરીકે માની લઇએ છીએ.

એવી ભૂલ જાગૃતમા પણ છે ખરી રીતે જાગૃતમા પણ ભેદ નથી અને બધાં રૂપ આપણી કલ્પનામા છે અથવા આપણા-થી અભિન્ન છે "

નેમણે લખેલા નાના પુસ્તકમા મહર્ષિનું એક વાક્ય તે બાઇએ મૂકેલુ છે તેમા મહર્ષિ કહે છે કે સ્વપ્નામાંથી જાગેલા માણસને સ્વપ્નાના માણસોને મદદ કરવાની ઇચ્છા થતી નથી તેવી જ રીતે બ્રહ્મદશામા આવેલા માણસને પણ બીજાને મદદ કરવાની ઇચ્છા થતી નથી. બીજાને મદદ કરવાના વિચારમા જ આપણે દ્વૈતની ભાવના ખડી કરીએ છીએ જ્ઞાની પુરુષ બીજાને મદદ કરે છે પણ મદદ કરવાના વિચાર વગર તે કામ થયા કરે છે

આ બાબત નીચેના એક દૃષ્ટાંતથી વધારે સ્પષ્ટ થઈ શકે છે કોઈ એક શેઠ કોઈ ગરીબની કન્યાને તેના પોષણ માટે મહિને પાચ રૂપિયાની મદદ મોકલે છે થોડા વખત પછી તે શેઠની સ્ત્રી ગુજરી ગઈ, શેઠની ઇચ્છા બીજી વાર પરણવાની થઈ તેને એમ લાગ્યુ કે પૈસાદારની કન્યા લેવાથી, તે પોતાના હક્ક માગે છે અને મારી સેવા બરાબર કરતી નથી, તેથી કોઈ ગરીબની કન્યાને પરણવાનો તેણે વિચાર કર્યો તે બાબતની શોધને અંતે જે કન્યાને પોતે મદદ આપતા હતા તેને જ પર-ણવાનું નક્કી કર્યું વિવાહ કર્યા પછી તે શેઠ તેને માટે હીરા, મોતીના દાગીના વગેરેમા હજારો રૂપિયાનુ ખર્ચ કરવા લાગ્યા પણ તે વખતે પોતે દાન કરે છે અથવા બીજા જીવને મદદ કરે છે એવી ભાવના તેનામા ઉત્પન્ન થતી નહોતી. જ્યાં અદ્વૈત-ભાવ છે ત્યા સેવાના વિચાર વગર સેવા થયા કરે છે.

## ૧૨ : માયા

એક દિવસ કાળના વિચિત્ર સ્વભાવ માટે મહર્ષિ પાસે વાત નીકળી હતી. એ સ્વભાવ પ્રોફેસર આઈન્સ્ટાઇનના સાપેક્ષ-વાદથી વિદ્વાન લોકો હવે કેટલેક અંશે સમજવા લાગ્યા છે. તે પહેલાં આપણાં શાસ્ત્રોમાં એની વિચિત્રતા યોગવાસિષ્ઠમાં બહુ જોવામાં આવે છે. યોગવાસિષ્ટમાં એક ઠેકાણે શ્રીરામચંદ્રજીએ પ્રશ્ન પૂછેલો છે કે, એક જ બ્રહ્માંડ વિષે મનુષ્યનું વર્ષ એ દેવતાનો દિવસ કેમ ? કોઈ ક્ષુદ્ર પ્રાણીનો મોટો કાળ એ બ્રહ્માની ક્ષણ કેમ ? કાળ એક છતાં ભિન્ન ભિન્ન પ્રતીતિ કેમ થાય છે ? (યો. વા ૩-૬૦-૨૬) તેના ઉત્તરમાં વસિષ્ઠ કહે છે કે:–જો અર્થ સત્તાને અનુસરીને પ્રતીતિ હોય તો તમારા કહેવા પ્રમાણે કાળનો વિરોધ આવે પરંતુ પ્રતીતિને અનુસારે અર્થ સત્તા છે અને તે પણ અનિર્વચનીય છે. માટે જે, જ્યારે, જે પ્રકારે, જે પદાર્થની ભાવના કરે ત્યારે તે પ્રકારે તે પદાર્થને અનુભવે છે, તાત્પર્ય કે દ્રષ્ટાની ભૂમિકાના ભેદથી કાલનો ભેદ વિરુદ્ધ નથી. માટે એક જ કાળ વિષે સંસ્કારે કરીને કોઇને નિમેષનું જ્ઞાન અને કોઇને કલ્પનું જ્ઞાન થાય છે તે વિરુદ્ધ નથી. જો નિમેષ વિષે ઘણા કલ્પની ભાવના થાય તો એ જ નિમેષ કલ્પ થાય છે અને જો કલ્પ વિષે નિમેષની ભાવના કરે તો કલ્પ નિમેષ થાય છે કારણ કે ભાવનાનો એવો સ્વભાવ છે. રાત્રિ દુખિયાને કલ્પ જેવી જણાય છે અને તે જ સુખિયાને ક્ષણ જેવી જણાય છે. હરિશ્ચંદ્ર રાજાને એક રાત્રિમાં બાર વર્ષનો અનુભવ થયો હતો અને રાવણે એક રાત્રીમાં સો વર્ષનું આયુષ્ય ભોગવ્યું હતું. મન જેમ અસત મનોરાજ્યની કલ્પના કરવામાં સમર્થ છે તેમ ક્ષણને કલ્પ કરવામાં પણ સમર્થ છે.

આ બાબત વધારે સ્પષ્ટતાથી સમજવા માટે યોગવાસિષ્ઠના કેટલાક દૃષ્ટાંતની ચર્ચા મહર્ષિ સાથે થઇ હતી. તે બાબત બરાબર સમજવા માટે તે પ્રસંગો ટૂંકામાં નીચે પ્રમાણે આપીએ છીએ.

## પ્રસંગ ૧

કોસલ દેશમાં એક ગાધિ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે વેદવિદ્યામાં અત્યંત નિપુણ અને બુદ્ધિવાન હતો. તેને નાની ઉંમરમા વૈરાગ્ય આવવાથી તપ કરવા વનમા ગયો. ત્યાં એક નિર્મળ સરોવરને કાંઠે વિષ્ણુનું પ્રત્યક્ષ દર્શન ન મળે ત્યાં સુધી તપ કરવાનો નિશ્ચય કરીને બેઠો. ત્યા તપ કરતાં તેને ૮ મહિના થઈ ગયા તે પછી એક દિવસે તપથી ખેદ પામેલા તે બ્રાહ્મણ પાસે વિષ્ણુ ભગવાન પધાર્યા તેમણે તે બ્રાહ્મણને કહ્યું કે ' તારે જે વર જોઇએ તે મારી પાસેથી માગી લે."

બ્રાહ્મણે કહ્યુ—તમે પોતાના સ્વરૂપમા જ ગ્ગેલી અને મોહને દેનારી તમારી માયા હુ જોવા ઇચ્છુ છુ.

વિષ્ણુ—તુ એમાયાને દેખીશ અને પછી છોડી દઇશ. એમ કહી વિષ્ણુ ભગવાન અંતર્ધાન થઈ ગયા. તે બ્રાહ્મણ તે વનમા કેટલોક વખત રહ્યો. એક દિવસ તળાવના જળમા સ્નાન કરતાં તેણે જળમા ડૂબકી મારી તે વખતે ધ્યાનના મંત્રોનું વિસ્મરણ થઈ ગયુ અને બુદ્ધિ વિપરીત થઈ જતા જળમા તેણે પોતાનું ઘર જોયું, તે ઘરમા પોતાના શરીરને મરેલું જોયુ. થોડી વાર પછી તેના સગા તે શરીરને સ્મશાને લઈ ગયા અને બાળી નાખ્યું.

પછી જળમાં ડૂબકી મારેલ તે ગાધી બ્રાહ્મણે એવુ જોયુ કે જાણે "ભૂતમંડળ" નામના કોઇ દેશના સીમાડાના ગામની પાસે એક ચાડાળ રહેતો હતો. તેની સ્ત્રીના ગર્ભમા પોતાને દીઠો. વખત આવતા ત્યા તેનો જન્મ થયો પછી તે ત્યા મોટો થયો અને પરણ્યો, તેને પુત્રો થયા. થોડા વખત પછી તેના કુટુંબના બધા માણસો મરી ગયા. ચાંડાળપણામાં તેનું નામ 'કટંજ' હતું તે પાછો દુ ખી થઈ ભટકવા લાગ્યો. ફરતાં ફરતાં એક દિવસે કિર નામના દેશની એક રાજધાની તેના જોવામાં આવી. ત્યાં એક હાથી તેના જોવામાં આવ્યો. એ રાજધાનીનો રાજા મરી ગયા પછી રાજ્યને યોગ્ય બીજા કોઈ ભાગ્યશાળી પુરુષની પરીક્ષા કરીને શોધી લેવાની ઇચ્છાથી તે હાથી ચારે

બાજુ ફરતો હતો. તે હાથીને તે ચાંડાળે જોયો. હાથીએ પણ તે ચાંડાળને જોઈ તેને સૂંઢ વડે ઉપાડી પોતાની કાંધ ઉપર બેસાડ્યો. તે વખતે જયસુચક વાજાં વાગવા લાગ્યાં અને તેને કિરપુરનું રાજ્ય મળ્યું. તેનું નામ "ગવલ" રાજા પડયું. એક દિવસે ગવલરાજા રાજમહેલના ચોકમાં બેઠો હતો, ત્યાં બીજા કેટલાક ચાંડાળ તેના જોવામાં આવ્યા. તેમાંથી એક બુઢ્ઢો પટેલ ઊભો થયો અને એકદમ ગવલરાજાને કહે કે, "હે કટંજ" એમ ચાંડાળના નામથી બોલાવ્યો અને કહ્યું કે "તારા દર્શનથી હું આજે બહુ આનંદ પામ્યો છું" તે વાત ગામમાં ફેલાઈ. આ ગામનો રાજા ચાંડાળ છે એ વાત રાજદરબારમાં અને શહેરમાં જાણીતી થઈ ગઈ. પછી કોઈ તેને અડકે નહિ. બધા લોકોએ તેને અડવા માટે પ્રાયશ્ચિત્ત કરવા માટે બળી મરવાની તૈયારી કરી. ઘણી ચિતાઓ સળગાવી અને બધી પ્રજા બળી મરી. એ જોઈ ગવલરાજાને પણ ઘણું દુઃખ થયું અને તેણે પણ પોતાના શરીરની અગ્નિને આહુતી આપી. ગવલ નામનો તેનો દેહ અગ્નિના ઢગલામાં પડવાથી અને તેને દાહ થવાથી વ્યાકુળ અવયવવાળો થઈ જતાં જળમાં રહેલો ગાધિ બ્રાહ્મણ પોતાના અંગમાં દાહનું સ્ફુરણ થતાં તુરત જાગૃત થયો. થોડી વાર તેના ચિત્તમાં મોટો ભ્રમ થયો. તેને લાગ્યું કે "હું નાહવા સારુ તળાવમાં ઊતરેલો ગાધી છું, આ તર્પણ વગેરે મારે કરવાનાં છે અને રાજ્ય કરવાનું નથી." એમ જોવા લાગ્યો. તે જળમાંથી બહાર આવ્યો. તે પાણી અને પૃથ્વી જાણે બીજાં હોય તેમ દેખતો એ ગાધિ પરમ વિસ્મય પામ્યો.

જોયું તે ભલે પણ હવે મારે તેનો વિચાર કરવાની જરૂર નથી. હું સગાંની વચ્ચે મરણ પામ્યો હતો, એ તો એક જાતની ભ્રાંતિ હતી. આ મોહમાં કાંઇ પણ સાચું નથી. પ્રાણીઓનું ચિત્ત નિત્ય એ જ રીતે અનેક પ્રકારની ભ્રાંતિઓના દેખાવમાં ભમ્યા કરે છે.

એક દિવસે તે ગાધિની પાસે કોઇ અતિથિ આવ્યો. તે થાકેલો હોવાથી ગાધિના આશ્રમમાં જ રહ્યો. ગાધિએ તેને ભોજન આપી તૃપ્ત કર્યો પછી બન્ને વચ્ચે શાંતિ ભરેલી વાતો ચાલી ગાધિએ તે અતિથિને પૂછયું કે, "તમે થાકી ગયા કેમ જણાઓ છો ?" તે અતિથિએ કહ્યું "ઉત્તર દિશામાં એક કિર નામનો દેશ છે. ત્યાં એક ચાંડાળે ૮ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. પાછળથી એ વાત લોકોના જાણવામાં આવવાથી લોકોએ અને તે રાજાએ અગ્નિપ્રવેશ કર્યો હું પણ એ બાબત તે લોકોના મોઢેથી સાંભળી પ્રયાગ તરફ પ્રાયશ્ચિત્ત કરવા ગયો અને ત્યાં ત્રણ ઉપવાસ કરી ચાલ્યો આવું છું તેથી થાકી ગયો છું."

આ વાત સાંભળી તે ગાધિ બ્રાહ્મણ બહુ વિસ્મય પામ્યો. તેને લાગ્યું કે, મેં જે ભ્રાંતિમાં જોયું હતું તેને આ અતિથિએ મારી પાસે સાચું બનેલું કહ્યું. પછી તે બાબતની ખાતરી કરવા તે ગાધિ તે દેશ જોવા માટે નીકળ્યો. તેના મનની અંદર જેવી રચનાનું સ્મરણ હતું તેવી જ રચનાવાળું એક ગંધર્વનગર તેના જોવામાં આવ્યું. ત્યાંના માણસોને ગાધિએ પૂછયું કે, આ ગામની પાસે બહારના ભાગમાં એક ચાંડાળ રહેતો હતો તે હકીકતની તમને ખબર છે ? તે ગામના લોકોએ કહ્યું કે, "હે મહારાજ ! જેમ તમે કહો છો તે પ્રમાણે જ હતું" પછી તે કટંજ નામના ચાંડાળની હકીકત સાંભળી તે ગાધિ કિર દેશમાં ગયો અને ત્યાં કટંજ નામનો ચાંડાળ ગવલરાજ થયો હતો અને ૮ વર્ષ ત્યાં રાજ્ય કર્યું હતું તે વાત પણ ત્યાંના માણસો પાસેથી સાંભળી. ફરીથી તે ચાંડાળના ફળિયામાં ખાતરી કરવા માટે ગયો અને ત્યાં બધા પદાર્થો અને માણસો જેવા તેણે સ્વપ્નામાં જોયા હતા તેવા જોવામાં આવ્યા.




ગાધિ બ્રાહ્મણે ડૂબકીમાં જોયેલી માયા

ગાધિના મનમાં બહુ કુતૂહલ ઉત્પન્ન થયું. જે જે માણુસોને તે પૂછવા લાગ્યો તે તે માણસોને મોઢેથી તે એકમરખી જ વાત સાંભળવા લાગ્યો. તે વિચાર કરવા લાગ્યો કે આ માયા શા કારણથી દેખાય છે. લગભગ ૬૦-૭૦ વર્ષના બનાવ થોડી ક્ષણની ડૂબકીમાં કેમ દેખાયા ! આ માયા વિષ્ણુએ દેખાડી લાગે છે માટે હવે ફરીથી તપ કરી તેને બોલાવીને તેનું રહસ્ય પૂછી જોઉં. એ પ્રમાણે વિચાર કરી તેણે દોઢ વર્ષ તપ કર્યું. દોઢ વર્ષ પછી વિષ્ણુ ભગવાન તેની આગળ પધાર્યા. તેમણે ગાધિને કહ્યું કે, તેં મારી માયા જોઈ ? આ જગતરૂપી જાળની લીલા કે જે કેવળ પ્રતીતિ માત્ર જ છે તે તારા જોવામાં આવી ? તને મારી માયા જોવાની ઇચ્છા હતી તે ઇચ્છા પૂર્ણ થઈ ? તો હવે શા માટે તપ કરે છે ?

ગાધિએ તેમને પ્રણામ કરી પૂછ્યું કે, " આ તમારી માયાનું સ્વરૂપ સમજાવો. વાસનાથી ઘેરાયેલું મન સ્વપ્નની પેઠે જે જે મિથ્યા પદાર્થોરૂપી ભ્રમને દેખે તે ભ્રમ જાગૃતમાં કેમ જોવામાં આવે ? મને જળની અંદર સ્વપ્ન જેવો જે વિભ્રમ બે ઘડીવાર જોવામાં આવ્યો તે વિભ્રમ પાછો પ્રત્યક્ષ પણ કેમ પ્રાપ્ત થયો ? મને ચાંડાળપણાની ભ્રાંતિ થઈ હતી તે ભ્રાંતિથી થયેલા કાળની લંબાઈ-ટૂંકાઈ અને શરીરનાં જન્મમરણ મારા મનની અંદર નહિ રહેતાં બહાર પણ કેમ થયાં ?

વિષ્ણુ—હે ગાધિ ! તત્ત્વને નહિ જાણનારા અને પોતામાં રહેલી વાસનાઓરૂપી રોગથી પકડાયેલા ચિત્તનું જ એ રૂપ છે કે જે મોટા જગતના વિભ્રમરૂપે તારા જોવામાં આવે છે. એ સઘળું ચિત્તનું જ રૂપ છે. આ આકાશ, પર્વતો, સમુદ્રો, પૃથ્વી તથા દિશાઓ અને તેમના કાળ વગેરે જે કાંઈ જોવામાં આવે છે તે કાંઈ પણ બહાર નથી પણ સઘળું ચિત્તમાં જ છે. જેમ ફળ વગેરે પદાર્થ અંકુરમાંથી પ્રગટ થાય છે તેમ પૃથ્વી વગેરે પદાર્થો ચિત્તમાંથી બહાર પ્રગટ થાય છે, વાસ્તવમાં ફળ, પલ્લવ વગેરે અંકુરમાં જ છે તેમ વાસ્તવિક રીતે પૃથ્વી વગેરે

પદાર્થો ચિત્તમાં જ છે, તે ચિત્તથી બહાર કદી નથી.

સ્વપ્નાની માફક ચિત્ત જ જગતની ક્રિયાઓને બનાવે છે, તેને સ્થિતિ આપે છે અને તેનો નાશ કરે છે. વાસના વગરના ચિત્તમાં જન્મમરણ થતાં નથી. જેમ તારું ચાંડાળપણું ભ્રાંતિવાળું હતું તેમ અતિથિ આવ્યો, જમ્યો, સૂતો એ પણ ભ્રાંતિ જ હતી. તેં ભૂતમંડળમાં અને કિર દેશમાં જે બનેલું જોયું તે પણ ભ્રાંતિ જ હતી. તું મનથી જ સર્વ દેશમાં ફર્યો છે, જે તારા જોવામાં આવ્યું તે મનનો વિભ્રમ હતો. હવે વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે રહી જ્ઞાન પ્રાપ્ત કર. એમ કહી વિષ્ણુ અદૃશ્ય થયા.

ફરીવાર ગાધિને શંકા થવાથી તે દેશમાં ગયો અને ફરી ત્યાંના માણસોએ ખાતરી આપી કે અહીં એક કટંજ નામનો ચાંડાળ થયો હતો, તે પછી પાસેના કિર દેશમાં ગવલ નામનો રાજા થયો હતો અને ત્યાં તેણે ૮ વર્ષ રાજ્ય કર્યું હતું. તેનું રહસ્ય જાણવા માટે ગાધિએ ફરીથી તપ કર્યું; વિષ્ણુ ફરીથી પધાર્યા અને ગાધિને પૂછયું કે તું શું જાણવા માગે છે?

ગાધિ—હું ફરીવાર ૭ મહિના ભૂતમંડળ દેશમાં અને કિર દેશમાં ફર્યો છતાં લોકોની વાતોમાં અને બીજાં ચિહ્નોમાં મારી હકીકતમાં કાંઈ ફેર જોવામાં આવ્યો નહિ. એ બધું સાચું હતું એમ કેમ લાગ્યું?

વિષ્ણુ—જેમ તારા ચિત્તમાં ચાંડાળની સ્થિતિ પ્રતિબિંબિત થયેલી હતી તેમ કાકતાલીય રીતે ભૂતમંડળ દેશનાં અને કિર દેશનાં સઘળાં માણસોના મનમાં ચંડાળની સ્થિતિ પ્રતિબિંબત થયેલી છે. તેથી તેઓ તારા વૃત્તાંતને બરાબર કહે છે. જે મિથ્યા પ્રતિભાસ થયો હોય તેનો જ્ઞાનથી બાધ થાય પણ તેનું સ્વરૂપથી ઉપમર્દન થાય નહિ. કોઈ ચાંડાળે તે ગામના સીમાડામાં ઘર રચ્યું હતું, તે તારા જોવામાં આવ્યું અને તેમાં તેં પ્રવેશ કર્યો. ઘણા માણસોને કોઈ વખતે એક જ પ્રકારનું સ્વપ્નું આવે છે. કાળ એ એક જાતનો મનનો કલ્પેલો પદાર્થ છે. સૂર્યની ક્રિયા જોઈને મનથી જ ઋતુ તથા મહિના દઢ કરી લેવાનાં

આવે છે. જે વાસ્તવિક અખંડ કાળ છે તે આત્મા જ છે તે કોઈનું કાંઈ લેતો નથી અને મૂકતો પણ નથી. વર્ષો, કલ્પો અને યુગો વગેરે રૂપે જે આ લૌકિક કાળ છે તે તો સૂર્ય વગેરે ગ્રહોની ગતિ ઉપરથી કલ્પાયેલા છે અને તેને આધારે પદાર્થોના પ્રતિબંધ અને ઉદય કલ્પાયેલા છે. તારો ચાંડાળપણાનો આડંબર તેં અને બીજાએ જોયો અને તેનો છેડો પણ તેં જોયો. હવે એ મનના મોહને છોડી દે, હું જાઉં છું. એમ કહી વિષ્ણુ અંતર્ધાન થયા. ફરીથી એક વાર વિષ્ણુએ દર્શન આપ્યાં ત્યારે તે ગાધિએ તેને પૂછ્યું કે મારી ચાંડાળપણાની સ્થિતિનું અને જન્મમરણ વગેરે ઘણા અનર્થવાળી આ સંસારરૂપી માયાનું સ્મરણ કરતો હું ચિત્તમાં મૂંઝાયા કરું છું. માટે મારો મોહ ટળી જાય ત્યાં સુધી આપે અહીં જ રહેવું. વિષ્ણુએ કહ્યું:—હે ગાધિ! આ જગત માયાના આડંબરરૂપ છે, સ્વરૂપના વિસ્મરણને લઈને આ સઘળા પ્રકારના આશ્ચર્યની કલ્પના થઈ શકે છે. તેં જે ભૂતમંડળમાં અને કિર દેશની રાજધાનીમાં જોયું તે સઘળું અજ્ઞાનરૂપ નિમિત્તથી જ સંભવે છે. સંકલ્પોની સમાનતાને લીધે કાળ વગેરેની સમાનતા થવી પણ સંભવે છે. હવે તને ખરી વાત કહું છું તે સાંભળ. ભૂતમંડળ દેશમાં પૂર્વે એક 'કટંજ' નામનો ચાંડાળ હતો. તે તારા જોવામાં આવેલા જેવા જ સઘળા પ્રકારથી યુક્ત હતો. તેનું કુટુંબ મરી ગયું ત્યારે તે કિર દેશમાં ગયો હતો, ત્યાં રાજા થયો હતો અને ૮ વર્ષ રાજ કરી તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો હતો. તેં જળની અંદર ડૂબકી મારી ત્યારે તારા ચિત્તમાં એ કટંજરૂપે રહેવાનો ભ્રાંતિરૂપી જે પ્રતિભાસ થયો હતો તે કેવળ મારા સંકલ્પને લીધે જ થયો હતો.* ચિત્ત જેમ કોઈ સમયે દેખેલા અને અનુભવેલા પદાર્થને ભૂલી જાય છે તેમ કોઈ સમયે નહિ દેખેલા પદાર્થની ભ્રાંતિને પણ પ્રાપ્ત થાય છે. મન જેમ

---

* હીપ્નોટીઝમવાળા જમીન હોય ત્યાં કોઈને એવી સૂચના કરે કે આ જળ છે તો તે માણસને ત્યાં જળ દેખાવા લાગે છે.

સ્વપ્ન સંબંધી, મનોરાજ્ય સંબંધી અને સન્નિપાત વખતે અનેક પ્રકારના સંભ્રમને દેખે છે તેમ જાગૃતની સ્થિતિમાં પણ અનેક પ્રકારના સંભ્રમને દેખે છે. ત્રિકાળદર્શી યોગીને જેમ ભવિષ્યકાળ અને ભૂતકાળના બનાવ વર્તમાન કાળમાં દેખાય છે- તેમ તને ભૂતકાળમાં થઇ ગયેલું કટંજનું આચરણ વર્તમાન કાળમાં ભ્રાંતિથી પ્રતીત થયું. જેઓને આત્મજ્ઞાન નથી તે લોકોને પોતા રૂપ નથી એવાં સ્ત્રીપુત્ર અને ઘર, વગેરેમાં 'આ મારાં છે' એવી જે પ્રબળ મિથ્યા ભ્રાંતિઓ થાય છે તેની આગળ અલ્પ કાળની આ તારી ભ્રાંતિ કોણ માત્ર છે? જ્ઞાની પુરુષ ભેદ સ્વીકારતા નથી. તું ચિત્તનો નિરોધ કર એટલે તને આત્મજ્ઞાન પ્રાપ્ત થશે. પછી તે બ્રાહ્મણે ચિત્તનો નિરોધ કરી આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું.

આ હકીકત મહર્ષિ પાસે મૂકવામાં આવી હતી અને જે જવાબ વિષ્ણુ ભગવાને ગાધિને આપ્યો હતો તે જ જવાબ મહર્ષિએ પાસે બેઠેલા જિજ્ઞાસુઓને આપ્યો હતો. આ બાબત હાલના આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદથી બરાબર સમજી શકાય છે. એમ માનો કે નેપોલિયનની લડાઇને ૧૫૦ વર્ષ થયાં. તેજની ગતિ એક સેકન્ડમાં ૧૮૬૦૦૦ માઇલ જાય છે. આપણી પૃથ્વીથી કેટલાક તારા એટલા દૂર છે કે ત્યાં અહીંનું તેજ પહોંચતાં ૧૫૦ વર્ષ લાગે છે. તે તારા ઉપર કોઇ યોગશક્તિથી જઇ શકે તો નેપોલિયનની લડાઇ હમણાં બનતી હોય તેમ તે જોઈ શકે. વળી હાલ કોઇ એક બાળક જન્મ્યો હોય. તેના ૫૦ વર્ષના જીવનના ફોટા ૫૦ વર્ષ સુધી જુદે જુદે વખતે લીધા હોય. તે સિનેમામાં બતાવવામાં આવે તો પાંચ મિનિટમાં તેના જન્મથી તે ૫૦ વર્ષનો થઇને મરણ પામેલો જોઇ શકાય.

ટ્રેન ચાલ્યા પછી જે ગામ ગયું તે દેખાતું નથી પણ તે વખતે વિમાનમાં ચડીને જોઈએ તો જોઇ શકાય છે. તે વખતે ભૂતકાળ વર્તમાન કાળમાં આવી જાય છે.

વળી વિષ્ણુએ કહ્યું કે બધા માણસોને સરખી ભ્રાંતિ થઇ

શકે છે. તે વાત પણ સાચી છે. એક ઝાડ ઉપર રહેતી બધી ચકલીને તે ઝાડ સરખું લાગે છે. વાસ્તવમાં તે બધી ચકલી-ઓની ભ્રાંતિરૂપ હોય છે. જેમ ચકલીનું જગત ખોટું છે તેમ માણસનું જગત પણ ખોટું છે. ચકલી અરીસામાં જુએ છે ત્યારે તેને ત્યાં બીજી સાચી ચકલી જોવામાં આવે છે, વાસ્તવમાં ત્યાં બીજી ચકલીનો જન્મ થયો હોતો નથી. આવી રીતે ચિત્ત જીવને માયામાં નાખે છે. જો ગાધિ બ્રાહ્મણે ડૂબકીમાં એવો દેખાવ જોયો હોત કે પોતે મરીને ચકલી થયો છે તો ચકલીના જીવનની વાત કરત, ચાંડાળના જીવનની વાત કરત નહિ.

જાગૃત અવસ્થામાં કોઇ માણસ ડૂબતો હોય ત્યારે જો તેને બચાવી લેવામાં આવે અને તે શુદ્ધિમાં આવે ત્યારે તેને પૂછીએ તો તે કહે છે કે એટલી થોડી ક્ષણમાં તેની નજર આગળ તેની આખી જિંદગીના બનાવ સિનેમાની પેઠે બનતા જણાયા હતા. દાક્તર કોઇ દર્દીને કલોરોફોર્મ આપે છે ત્યારે પણ એવી દશા કેટલાક દર્દીના અનુભવમાં આવે છે.

માટે કાળ એ બહુ વિચિત્ર તત્ત્વ છે. તે બાબત હાલ પ્રોફેસર આઇન્સ્ટાઇને બહુ સ્પષ્ટ કરી બતાવેલી છે. એ બાબત બરાબર સમજાય તો માયાનો અત્યંત અભાવ જાણી શકાય અને વેદાન્તનો અજાતવાદ સ્પષ્ટ રીતે સમજી શકાય. વાસ્તવિક રીતે કાંઇ બનતું નથી. જે કાંઇ બને છે તે અમુક પ્રકારના પ્રમાતાના અમુક પ્રમાણથી પ્રમેય જેવું દેખાય છે. તે તે વખતે (જો ચિત્ત ભ્રાંતિમાં પડ્યું હોય તો) સાચા જેવું દેખાય છે પણ સુષુપ્તિમાં, સમાધિમાં અને મોક્ષમાં પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયનો બાધ થઈ જાય છે. તેથી જે કાંઈ બનાવો બનતા જોવામાં આવે છે તેમાં માત્ર તે વખતની ચિત્તની કલ્પના રહેલી હોય છે. જે બનાવને કોઈ જાણતો નથી તે બનાવ બનતો નથી અને બનાવને જાણતી વખતે જે પ્રમાતાનું જેવું પ્રમાણ તેવું જગત દેખાય છે અને તેવો કાળ દેખાય છે.

## ૧૩ : કાળની વિચિત્ર ગતિ

આરમણ મહર્ષિને યોગવાસિષ્ઠનો ગ્રંથ બહુ ગમે છે, કારણ કે તેમાં અજાતવાદ બહુ સારી રીતે સ્પષ્ટ કરેલો છે. યોગવાસિષ્ઠનાં જે જે દૃષ્ટાંતો પૂછનાર તેમની પાસે મૂકે તે તેમણે બરાબર વાંચેલાં હોય તેવું તેમની સાથે થયેલી વાતચીત ઉપરથી જણાતું હતું.

કાળની વિચિત્ર ગતિનો બીજો એક પ્રસંગ યોગવાસિષ્ઠમાં ઉત્પત્તિ પ્રકરણમાં ૧૬ મા સર્ગથી શરૂ થાય છે. તે ત્યાં બહુ વિસ્તારથી આપેલો છે અહીં તે ટૂંકામાં આપવામાં આવે છે. આ બાબત વિષે પણ મહર્ષિ પાસે વાત થઈ હતી.

એક પદ્મ રાજા હતો. તેને લીલા નામની એક જ રાણી હતી. તે બન્ને વચ્ચે ઘણો પ્રેમ હતો. સંસારના ભોગમાં પડેલ લીલારાણીને એક વખત એવો વિચાર આવ્યો કે આ મારો પતિ પદ્મરાજા અજર અને અમર શી રીતે થાય, કે જેથી હું તેની સાથે લાંબા કાળ સુધી રમણ કરી શકું! મારે તપથી, જપથી, મંત્રથી, નિયમથી. એવો યત્ન કરવો જોઈએ કે જેથી તેને મૃત્યુ ન આવે. તેણે તપ કરીને સરસ્વતી દેવીને પ્રસન્ન કર્યાં. દેવીએ દર્શન આપ્યાં, અને લીલાને કહ્યું કે તારે જે વરદાન જોઈએ તે માગી લે.

લીલાએ કહ્યું—હે મા! હું બે વરદાન માગું છુ પહેલું એ કે મારો પતિ મરી જાય ત્યારે પણ તેનો જીવ મારા પોતાના અંતઃપુરના મંડપમાંથી જતો ન રહે અને બીજું એ છે કે વરદાન સારું દર્શન માટે હું જ્યારે જ્યારે તમારી પ્રાર્થના કરું ત્યારે ત્યારે તમારે મને દર્શન આપવાં.

દેવીએ કહ્યું—તને એ પ્રમાણે થશે. એમ વર આપીને દેવી અંતર્ધાન થઈ ગયાં.

પછી લીલા પોતાને ઠીક પડે તેવી રીતે સંસારનો આનંદ

સેવા માંડી. એક વખત પદ્મરાજાનો કાળ આવ્યો. તે યુદ્ધની અંદર ઘવાતાં મરણ પામ્યો. લીલા તે શરીરને જોઈ દુઃખી થઈ. તે વખતે સરસ્વતી દેવીએ તેને દર્શન આપ્યાં અને કહ્યું કે, હે પુત્રી ! આ શબરૂપ થયેલા તારા પતિને ફૂલના ઢગલામાં રાખી મૂક. પછી હું તે પતિને પ્રાપ્ત થઈશ, ફૂલ કરમાશે નહિ અને શરીર પણ બગડશે નહિ. થોડા દિવસમાં પાછો એ તારો પતિ થશે. તેનો જીવ આ તારા અંતઃપુરના મંડપમાંથી તરત નીકળી જશે નહિ.' લીલાએ એ પ્રમાણે પતિના શરીરને પુષ્પથી ઢાંકી દીધું.

એજ રાત્રીએ જ્યારે બધા ઊંઘી ગયા હતા ત્યારે લીલાએ સરસ્વતીનું સ્મરણ કરી તેમને બોલાવ્યાં અને પૂછ્યું કે, 'મારો પતિ હમણાં ક્યાં રહેલો છે, શું કરે છે અને કેવો છે ? તમે મને એની પાસે લઈ જાઓ. હું પતિ વગર એકલી જીવી શકીશ નહિ.'

સરસ્વતીએ કહ્યું—એક વાસનામય ચિત્તાકાશ છે, બીજું શુદ્ધ ચિદાકાશ છે અને ત્રીજું આ વ્યાવહારિક આકાશ છે. પહેલાની અને ત્રીજાની સંધિમાં જે ચિદાકાશ છે તે બંનેથી રહિત છે. હમણાં તારો પતિ જ્યાં છે તે સ્થાન જો કે ચિદાકાશના ગર્ભરૂપ છે પણ ચિદાકાશથી જુદું નથી.× ચિદાકાશનું એકાગ્રપણે ચિંતન કરવાથી તે સ્થાન તરત અહીં જોવામાં અને અનુભવ કરવામાં આવે તેમ છે. સંવિત નિમેષ માત્રમાં એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જતાં તે સંવિતનું બંને પ્રદેશથી રહિત જે મધ્ય છે તે ચિદાકાશ છે એમ સમજવું. તું સઘળા સંકલ્પ છોડી દઈને એ ચિદાકાશમાં સ્થિતિ કર. તે સર્વાત્મક પદ હોવાથી તેમાં તને અવશ્ય તારા પતિના સ્થાનની પ્રાપ્તિ થશે. જો કે એ પદ જગતનો અત્યંત બાધ થાય ત્યારે જ મળે છે, બીજી રીતે મળે તેમ નથી તોપણ મારા વરદાનના પ્રભાવથી તને એ પદની તરત પ્રાપ્તિ થશે.

× હાલ સાપેક્ષવાદી સાયન્સવાળા પણ કહે છે કે દિક અથવા આકાશ એકસરખાં નથી; પણ દ્રષ્ટાની ભૂમિકા ઉપર ફરતાં હોય તેવું જણાય છે.

સરસ્વતી પોતાને સ્થાને ગયાં. લીલાને ત્યાં સમાધિ પ્રાપ્ત થઈ. તેણે સ્થૂળ દેહનું અભિમાન છોડી દીધું. અને ચિદાકાશમાં સ્થિતિ કરી. તેમાં તેણે થોડી વાર પછી ઘણા રાજાને જોયા. તેમાં તેનો પતિ એક વિદુરથ નામનો રાજા થઇને કોઇ દેશનું રાજ્ય કરતો જોયો. ત્યાં તેની સભામાં પોતાના નગરના નગરજનો જોયા. તેને વિચાર આવ્યો કે એ બધા મારા રાજ્યમાં હતા તે શું મરી ગયા હશે ? તેથી તે સમાધિમાંથી ઊતરી. સવાર પડતાં તેણે પોતાના રાજ્યની સભા બોલાવી. લીલાએ ત્યાં આગળની પેઠે ખંડિયા રાજાઓ, સભાસદો નગરજનો વગેરે જોયાં. સભા પૂરી કરી અંતઃપુરમાં આવી. તેને લાગ્યુ કે જેમ અરીસામાં બહાર અને અંદર પર્વતનો અનુભવ થાય છે તેમ ચૈતન્યમાં અંદરના પ્રદેશમાં અને બહારના પ્રદેશમાં પણ એવી જ સૃષ્ટિનો અનુભવ થાય છે. આ પ્રમાણે હોવાથી તેમાં કઈ સૃષ્ટિ સાચી છે ? ફરીથી સરસ્વતીને બોલાવી તેણે આ પ્રશ્ન તેની પાસે મૂકયો. લીલાએ સરસ્વતીને કહ્યું કે:—આ હું અને તમે અહીં બેઠાં છીએ તે સૃષ્ટિ સાચી લાગે છે અને મારો પતિ જે સૃષ્ટિમાં છે તે ખોટી લાગે છે. સરસ્વતીએ કહ્યું કે એ નવી સૃષ્ટિનું કારણ આ જૂની સૃષ્ટિ છે. પણ જૂની સૃષ્ટિ સાચી હોય તો તેમાંથી નવી ખોટી સૃષ્ટિ કેમ થાય ? ખરી રીતે બન્ને સૃષ્ટિ મિથ્યા છે. જેમ નવી સૃષ્ટિ કલ્પનારૂપ છે તેમ આ જૂની સૃષ્ટિ પણ કલ્પનારૂપ છે. ચિદાકાશમાં કાચના કટકા જેવી શ્યામતાવાળા આકાશથી ઢંકાયેલો કોઇ સંસારરૂપી મંડપ છે. તેમાં સમુદ્ર, નદી, તળાવ, પાતાળ, ભૂતળ, સ્વર્ગલોક વગેરે છે. બ્રહ્મા નામનો એક બુઢ્ઢો બ્રાહ્મણ એ મંડપમાં બેઠો છે. તે મંડપ જીવોના સમૂહરૂપી કોશેટાઓથી ભરપૂર છે. તેના એક ખૂણામાં એક ખાડા જેવું પહાડી ગામ છે. તેમાં એક અગ્નિહોત્રી બ્રાહ્મણ રહેતો હતો. તેનું નામ વસિષ્ઠ હતું. તેને અરુંધતી નામની સ્ત્રી હતી. એક દિવસે તે વસિષ્ઠ તે ગામના પર્વતના શિખર ઉપર બેઠો હતો ત્યાં નીચેના પ્રદેશમાં એક રાજા જતો હતો. તે શિકાર

કરવા નીકળ્યો હતો. તે રાજાને જોઇને પેલો વસિષ્ઠ બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો કે બ્રાહ્મણપણા કરતાં આ રાજાપણું સારું છે, હું આવો પૃથ્વીપતિ ક્યારે થાઉં. એવા સંકલ્પ કરતાં કરતાં તે વૃદ્ધ થયો. તેની સ્ત્રીએ પણ તારી માફક મારું પૂજન કરી એવી પ્રાર્થના કરી હતી કે 'મારો પતિ મરી જાય ત્યારે તેનો જીવ આ મારા મંડપમાંથી જાય નહિ.' મેં તેને તથાસ્તુ કહ્યું. પછી કાળના યોગે તે બ્રાહ્મણ મરી ગયો અને તે જ ઘરના આકાશમાં જીવરૂપે રહ્યો. તે તારો પતિ પદ્મરાજા થયો હતો. તેની સ્ત્રી (તે બ્રાહ્મણી) તે તું છે. એ બ્રાહ્મણનું ઘર અને પૃથ્વી અને સ્થાવર વગેરે ધન તે પહાડી ગામમાં છે. તેના મરણનો આ જ આઠમો દિવસ છે અને તેનો જીવ એ પહાડી ગામના ઘરની અંદર રહેલો છે. બ્રહ્મરૂપ આકાશમાં જીવભાવની ભ્રાંતિ થવાથી એવી પ્રતીતિ થઇ શકે છે. એ ભ્રાંતિરૂપી પૂર્વસૃષ્ટિમાંથી આ વર્તમાન સૃષ્ટિરૂપી ભ્રાંતિ પ્રતિબિંબિત થઇ છે. આ સૃષ્ટિ કે જે પોતાની સત્તાથી અસત્ય છે અને અધિષ્ઠાનની સત્તાથી સત્ય છે તેણે તમને જન્મ અને મરણની મિથ્યા જ પ્રતીતિ કરેલી છે. આ પ્રમાણે હોવાથી કઇ સૃષ્ટિ ભ્રાંતિમય અને કઇ સૃષ્ટિ સાચી કહેવાય! અવિદ્યા કે જે પ્રતિબંધ વગરના અનર્થરૂપ છે તે વિના સૃષ્ટિનું બીજું કાંઇ પણ સ્વરૂપ નથી.

લીલાએ પૂછ્યું—હે દેવી! તમે આ વાત કેમ કરી? બ્રાહ્મણનો જીવ કે જે તેના ઘરમાં છે તે ક્યાં? અને અહીં રહેલા અમે કયાં? સમાધિમાં મેં જે નવી સૃષ્ટિ જોઈ તે આ ઘરમાં જ છે એ વાત પણ કેમ સંભવે?

સરસ્વતીએ કહ્યું:—એ પહાડી ગામના બ્રાહ્મણનો જીવ કે જે ચિદ્રૂપ છે તે પોતાના હૃદયાકાશમાં પોતાના ઘરમાં જ આ મોટા દેશને દેખે છે. જેમ જાગૃતની સ્મૃતિ લુપ્ત થઇ તે સ્વપ્નામાં બીજા પ્રકારની સૃષ્ટિ થાય છે તેમ તમને આગળની સ્મૃતિ લુપ્ત થઇને બીજા પ્રકારની સ્મૃતિ થઇ છે. સ્મૃતિનો અત્યંત લોપ થવો એ જ મરણ છે. જેમ સ્વપ્નનું અને સંકલ્પનુ ત્રૈલોક્ય ખોટું

છે તેમ આ સમજવુ * તુ, હું, અને બ્રહ્માંડ એ સર્વ વાસ્તવિક રીતે ચિદાકાશરૂપ જ છીએ

લીલાએ કહ્યુ —હે મા ! એ બ્રાહ્મણ આજથી આઠમે દિવસે મરી ગયાનુ તમે કહો છો અને અમારા જન્મને તો ઘણા વર્ષો વીતી ગયા છે માટે એ બ્રાહ્મણ અને બ્રાહ્મણીમાથી અમારી ઉત્પત્તિ થવી કેમ સભવે ?

સરસ્વતીએ કહ્યુ —હૃદયાકાશમા જેમ દેશની લબાઈ સાચી નથી તેમ કાળની લબાઈ પણ સાચી નથી જેમ આ જગતની સૃષ્ટિ પ્રતિભાસ માત્ર જ છે તેમ ક્ષણ અને કલ્પ વગેરે સઘળુ જગત તુપણાના અને હુપણાના અધ્યાસને લીધે પોતાનો જન્મ થયાની ભ્રાતિવાળુ જ ભાસે છે હવે આ પ્રતિભાસ થવાનો ક્રમ કહુ છું તે સાભળ જીવ ક્ષણમાત્રમા પોતાના મિથ્યા મરણરૂપી મૂર્ચ્છાનો અનુભવ કરી આગલા ભાવને ભૂલી જઈને બીજા ભાવને દેખે છે તે બીજા ભાવનો પ્રતિભાસ થતા જ પોતે દેહ વગેરેના આધારથી રહિત હોવા છતા પણ પોતાના હૃદયાકાશમા જ 'હુ દેહ વગેરે આધારમા આધેયરૂપે રહેલો છુ' એમ અનુભવ કરે છે અને આ હાથ, પગ વગેરે વાળો દેહ મારો છે એમ દેખે છે દેહનો અધ્યાસ થતા જ 'હુ આ પિતાનો પુત્ર છુ, મને આટલા વર્ષ થયા, આ મારા સુદર બાધવો છે, આ મારુ સુદર ઘર છે, હુ જન્મ્યો છુ, પ્રથમ બાળક હતો, હમણા મોટો થયો છુ, હુ આવો છુ અને મારા સઘળા બાધવો પોત પોતાના કાર્યો કરે છે, એ સઘળુ જોવામા આવે છે દેહરૂપ થયેલા ચિત્તના અને આત્માની એકતાના દૃઢ અભ્યાસને લીધે, જો કે એ બાધવ વગેરે પદાર્થો સબધ વગરના જ છે, તો પણ સબધ ધરાવનારા ભાસે છે આ પ્રમાણે જીવના ચિત્તમા સસારરૂપી ખડ ઉદય પામ્યો છે પણ વાસ્તવિક રીતે કાઈ ઉદય પામ્યુ નથી જીવ શુદ્ધ ચિદાકાશરૂપ જ છે સ્વપ્નમા જે

* ખોટી સૃષ્ટિની સાથે ખોટા કાળ પણ લેવામા આવે છે એ બાબત હાલના સાપેક્ષવાદે ગણિતથી સિદ્ધ કરેલુ છે,

ચૈતન્ય દ્રષ્ટામાં છે તે જ ચૈતન્ય દૃશ્યમાં છે; તેમ જાગૃતમાં પણ જે ચૈતન્ય દ્રષ્ટામાં છે તે જ ચૈતન્ય દૃશ્યમાં છે. એક ચૈતન્ય જ સર્વરૂપે પ્રતીત થાય છે. ચૈતન્ય જેમ સ્વપ્નમાં બીજા પ્રકારથી પ્રતીત થાય છે. તેમ પરલોકમાં ત્રીજા પ્રકારથી પ્રતીત થાય છે. અને તેવી જ રીતે આ લોકમાં ચોથા પ્રકારથી પ્રતીત થાય છે. ચૈતન્ય સઘળી સ્થિતિમાં એક જ છે. જેમ તરંગો જળથી જરા પણ જુદા નથી તેમ સ્વપ્ન, પરલોક અને આ લોક ચૈતન્યથી જરા પણ જુદા નથી. તેથી જગત ઉત્પન્ન થયું જ નથી. અને તેથી નાશ પામવાનું નથી. જગત પોતાના સ્વરૂપથી કાંઈ છે જ નહિ.÷

જે પ્રકાશે છે તે ચૈતન્ય જ પ્રકાશે છે. જેમ દૃશ્યો વગરનું ચૈતન્ય પરબ્રહ્મ જ છે તેમ દૃશ્યોવાળું ચૈતન્ય પણ પરબ્રહ્મ જ છે. જીવને મરણરૂપ મોહ થયા પછી નિમેષ માત્રમાં જ દેશ, કાળ, આરંભ, કુળ જન્મ, માતા, પિતા, સંતાનો, અવસ્થા સમજણ, સ્થાન, ચેષ્ટા, બંધુઓ, સેવકો, અસ્ત અને ઉદય વગેરે વાસનાઓને અનુસરતી બ્રહ્માંડરૂપી દૃશ્ય વર્ગની શોભાનો પ્રતિભાસ થાય છે. જીવ પોતે કે જે ચૈતન્યસ્વરૂપ છે તે જન્મેલો નહિ છતાં પણ 'હું જન્મેલો છું' એમ ધારી લે છે અને તેથી દેશ, કાળ, ક્રિયાઓ, દૃશ્યો, મન, બુદ્ધિ અને ઈંદ્રિય વગેરેને દેખે છે અને નિમેષ માત્રમાં કલ્પ જેવડો મોટો કાળ જનો રહ્યાની પ્રતીતિ પણ થાય છે. આ જગત છે અને આ સૃષ્ટિ છે એ રીતે વાસના જ સ્ફુરે છે અને એ વાસનો સમીપમાં દૂરપણાનો અને ક્ષણમા કલ્પપણાનો વિપરીત ભ્રમ કરે છે. **જેમ સ્વપ્ન સંબંધી ભ્રમમાં બીજા પિતામાં પણ પિતાની વાસના થાય છે, તેમ આ સંસારમાં નહિ અનુભવેલામાં પણ અનુભવેલાપણાની વાસના કોઈ સમયે ઉદય પામે છે.** જગતનું અત્યંત વિસ્મરણ તે જ મોક્ષ કહેવાય છે લીલાએ કહ્યું:—એ બ્રાહ્મણ કે સૃષ્ટિમાં અને કે પહાડી આમમાં રહેતો

÷ શ્રીગૌડપાદાચાર્યે પણ આવો જવાબ આપ્યો હતો,

છે તેમ આ સમજવું.* તું, હું, અને બ્રહ્માંડ એ સર્વ વાસ્તવિક રીતે ચિદાકાશરૂપ જ છીએ.

લીલાએ કહ્યું:—હે મા! એ બ્રાહ્મણ આજથી આઠમે દિવસે મરી ગયાનુ તમે કહો છો અને અમારા જન્મને તો ઘણાં વર્ષો વીતી ગયાં છે માટે એ બ્રાહ્મણ અને બ્રાહ્મણીમાંથી અમારી ઉત્પત્તિ થવી કેમ સંભવે ?

સરસ્વતીએ કહ્યું:—હૃદયાકાશમાં જેમ દેશની લંબાઈ સાચી નથી તેમ કાળની લંબાઈ પણ સાચી નથી. જેમ આ જગતની સૃષ્ટિ પ્રતિભાસ માત્ર જ છે તેમ ક્ષણ અને કલ્પ વગેરે સઘળું જગત, તુંપણાના અને હુંપણાના અધ્યાસને લીધે પોતાનો જન્મ થયાની ભ્રાંતિવાળું જ ભાસે છે. હવે આ પ્રતિભાસ થવાનો ક્રમ કહું છું તે સાંભળ જીવ ક્ષણમાત્રમાં પોતાના મિથ્યા મરણરૂપી મૂર્ચ્છાનો અનુભવ કરી આગલા ભાવને ભૂલી જઈને બીજા ભાવને દેખે છે તે બીજા ભાવનો પ્રતિભાસ થતાં જ પોતે દેહ વગેરેના આધારથી રહિત હોવા છતાં પણ પોતાના હૃદયાકાશમાં જ 'હું દેહ વગેરે આધારમાં આધેયરૂપે રહેલો છું' એમ અનુભવ કરે છે અને આ હાથ, પગ વગેરે વાળો દેહ મારો છે એમ દેખે છે. દેહનો અધ્યાસ થતાં જ 'હું આ પિતાનો પુત્ર છું, મને આટલાં વર્ષ થયાં, આ મારા સુંદર બાંધવો છે, આ મારું સુંદર ઘર છે, હું જન્મ્યો છું, પ્રથમ બાળક હતો, હમણાં મોટો થયો છું, હું આવો છું અને મારા સઘળા બાંધવો પોતપોતાનાં કાર્યો કરે છે, એ સઘળું જોવામાં આવે છે. દેહરૂપ થયેલા ચિત્તના અને આત્માની એકતાના દૃઢ અભ્યાસને લીધે, જો કે એ બાંધવ વગેરે પદાર્થો સંબંધ વગરના જ છે, તો પણ સંબંધ ધરાવનારા ભાસે છે. આ પ્રમાણે જીવના ચિત્તમાં સંસારરૂપી ખંડ ઉદય પામ્યો છે પણ વાસ્તવિક રીતે કાંઈ ઉદય પામ્યું નથી. જીવ શુદ્ધ ચિદાકાશરૂપ જ છે. સ્વપ્નમાં જે

* ખોટી સૃષ્ટિની સાથે ખોટા કાળ પણ જોવામાં આવે છે એ બાબત હાલના સાપેક્ષવાદે ગણિતથી સિદ્ધ કરેલું છે.

ચૈતન્ય દ્રષ્ટામાં છે તે જ ચૈતન્ય દશ્યમાં છે; તેમ જાગૃતમાં પણ જે ચૈતન્ય દ્રષ્ટામાં છે તે જ ચૈતન્ય દશ્યમાં છે. એક ચૈતન્ય જ સર્વરૂપે પ્રતીત થાય છે. ચૈતન્ય જેમ સ્વપ્નમાં બીજા પ્રકારથી પ્રતીત થાય છે. તેમ પરલોકમાં ત્રીજા પ્રકારથી પ્રતીત થાય છે. અને તેવી જ રીતે આ લોકમાં ચોથા પ્રકારથી પ્રતીત થાય છે. ચૈતન્ય સઘળી સ્થિતિમાં એક જ છે. જેમ તરંગો જળથી જરા પણ જુદા નથી તેમ સ્વપ્ન, પરલોક અને આ લોક ચૈતન્યથી જરા પણ જુદા નથી. તેથી જગત ઉત્પન્ન થયું જ નથી. અને તેથી નાશ પામવાનું નથી. જગત પોતાના સ્વરૂપથી કાંઈ છે જ નહિ.÷

જે પ્રકાશે છે તે ચૈતન્ય જ પ્રકાશે છે. જેમ દશ્યો વગરનું ચૈતન્ય પરબ્રહ્મ જ છે તેમ દશ્યોવાળું ચૈતન્ય પણ પરબ્રહ્મ જ છે. જીવને મરણરૂપ મોહ થયા પછી નિમેષ માત્રમાં જ દેશ, કાળ, આરંભ, કુળ જન્મ, માતા, પિતા, સંતાનો, અવસ્થા સમજણ, સ્થાન, ચેષ્ટા, બંધુઓ. સેવકો, અસ્ત અને ઉદય વગેરે વાસનાઓને અનુસરતી બ્રહ્માંડરૂપી દશ્ય વર્ગની શોભાનો પ્રતિભાસ થાય છે. જીવ પોતે કે જે ચૈતન્યસ્વરૂપ છે તે જન્મેલો નહિ છતાં પણ 'હું જન્મેલો છું' એમ ધારી લે છે અને તેથી દેશ, કાળ, ક્રિયાઓ, દશ્યો, મન, બુદ્ધિ અને ઈંદ્રિય વગેરેને દેખે છે અને નિમેષ માત્રમાં કલ્પ જેવડો મોટો કાળ જતો રહ્યાની પ્રતીતિ પણ થાય છે. આ જગત છે અને આ સૃષ્ટિ છે એ રીતે વાસના જ સ્ફુરે છે અને એ વાસનો સમીપમાં દૂરપણાનો અને ક્ષણમાં કલ્પપણાનો વિપરીત ભ્રમ કરે છે. **જેમ સ્વપ્ન સંબંધી ભ્રમમાં બીજા પિતામાં પણ પિતાની વાસના થાય છે, તેમ આ સંસારમાં નહિ અનુભવેલામાં પણ અનુભવેલાપણાની વાસના** કોઈ સમયે ઉદય પામે છે. જગતનું અત્યંત વિસ્મરણ તે જ મોક્ષ કહેવાય છે. લીલાએ કહ્યું:–એ બ્રાહ્મણ જે સૃષ્ટિમાં અને જે પહાડી ગામમાં રહેતો

÷ શ્રીમહર્ષિએ પણ આવો જવાબ આપ્યો હતો.

હને ત્યાં મને લઇ જાઓ કે જેથી હું તે સૃષ્ટિ જોઉં. સરસ્વતીએ કહ્યું કે તું સમાધિ કરી આ દેહને ભૂલી નિર્મળ થા. આ સ્થૂલ દેહથી પોતાના સંકલ્પના નગરમાં પહોંચાતુ નથી તો બીજાના સંકલ્પનગરમાં શી રીતે પહોંચી શકાય ? સંકલ્પરૂપ થયા વગર સંકલ્પિતમાં પહોંચાય નહિ.

લીલાએ તે પ્રમાણે સમાધિ કરી પછી અનેક લોકને ઓળંગી જે પૃથ્વીની અંદર પોતાનું પ્રથમનુ ઘર હતું, એવા ઊંડા પહાડી ગામને જોયું. સરસ્વતી પણ પોતાના સંકલ્પથી ત્યાં આવ્યાં. ત્યાં વસિષ્ઠને રહેવાનો મંડપ લીલાએ જોયો, ત્યાં વસિષ્ઠના મરણથી ઘરના લોક ચિંતામાં પડ્યા હતા. લીલાએ પૂર્વજન્મના પોતાના મોટા પુત્ર જ્યેષ્ઠશર્માને જોયો. તેમણે વસિષ્ઠ અને અરુંધતીના મરણની વાત તે દેવીઓ પાસે કહી. લીલાએ પોતાના પુત્રના માથા ઉપર હાથ ફેરવી શાંતિ આપી.

હવે લીલાની ઇચ્છા ફરીથી પોતાના પતિનો દેશ જોવાની થઇ અને તેમ કરી આપવા માટે સરસ્વતીને કહ્યું. સરસ્વતીએ તેના જવાબમાં કહ્યુઃ–હે અરુંધતી ! તારા અનેક જન્મોમાં સેંકડો પતિઓ થઇ ગયા છે કે જેમાંના ત્રણ તો હમણાં જ થઇ ગયા. તેમાં વસિષ્ઠ બ્રાહ્મણ ભસ્મ થઇ ગયો છે, પદ્મરાજ અંતઃપુરમાં શબ થઇને પુષ્પોમાં પડ્યો છે અને ત્રીજો વિદુરથ હમણાં આ સંસારમંડપમાં રાજ્ય કરે છે. હવે તને કયા પતિની પાસે લઇ જાઉં તે કહે ! જો કે ચૈતન્યની દૃષ્ટિથી એ સઘળાં સંસારમંડળો અહીં પાસે જ છે તો પણ લૌકિક દૃષ્ટિથી તેઓ વચ્ચે કરોડો યોજનનું અંતર છે. જે પરમ ચૈતન્ય છે તે પોતામાં જ આ જગત વગેરે રૂપે સ્ફુરે છે. જેમ તળાવમાં તરંગો થઈ થઇને વળી જાય છે તેમ ચૈતન્યના વિચિત્ર આકારવાળા દિવસ વગેરે કાળના વિભાગો અને બ્રહ્માંડ વગેરે દેશ, થઈ થઇને વળી થયાં કરે છે.

લીલાએ કહ્યું—મને પણ તેમજ લાગે છે. મેં મારા કર્મ પ્રમાણે અનેક જન્મ ભોગવેલા છે. કોઈ જન્મમાં હું ભમરી થઇ

હતી, કોઇમા માછની થઇ હતી, કોઇમા નાગણુ, કોઇમા ભીલડી પણુ થઇ હતી આ પહાડી ગામમા પણુ હુ અરધતી હતી એમ મને યાદ આવે છે હવે મને મારા પતિ પદ્મરાજાના નગરમા જવાની ઇચ્છા થઇ છે એવી માગણી કરતા બન્ને સ્ત્રીઓ સકલ્પબળથી પદ્મરાજાના નગરમા આવી ત્યા રાજાનુ શરીર પુષ્પના ઢગલામા પડયુ હતુ ત્યાથી પછી બન્ને ઊડીને વિદુરથ રાજાના રાજ્યમા આવી તે વખતે બીજો કોઇ સિધુરાજ નામનો રાજા સેના લઈને તે વિદુરથ રાજાના રાજ્ય ઉપર ચઢી આવ્યો હતો અને રણક્ષેત્ર લાબા વખતના યુદ્ધથી ભયકર થઈ ગયુ હતુ

લીલાએ અને સરસ્વતીએ વિદુરથ રાજાના ઘરમા સૂક્ષ્મ છિદ્રમાથી પ્રવેશ કર્યો ચિદાકાશ સર્વ પ્રદેશમય છે અને તેમા આતિવાહિક કહેવાતો સૂક્ષ્મ દેહ જ્ઞાનના પ્રભાવથી ધાર્યા પ્રમાણે વિચરી શકે છે રાજાએ એ બન્ને દેવીઓને દીઠી સરસ્વતીએ રાજાને પૂછયુ કે—તુ કોણુ છે? કોનો પુત્ર છે? અને આ દેશમા કયારે જન્મેલો છે? તેના જવાબમા તે રાજાના મત્રીએ કહ્યુ–અમારા રાજાના પિતાનુ નામ નભોરથ છે, તેમની માતાનુ નામ સુમિત્રા છે વિદુરથ ૧૦ વર્ષના થયા ત્યારે તેમના માબાપ તેમને રાજ્ય આપી વનમા ચાલ્યા ગયા છે સરસ્વતીએ રાજાને કહ્યુ કે 'તુ વિવેકથી તારી મેળે તારા પૂર્વજન્મનુ સ્મરણુ કર' એમ બોલીને તે રાજાના માથા ઉપર હાથ ફેરવ્યો તે હાથનો સ્પર્શ થતા તે રાજાને પૂર્વજન્મનુ ચક્રવર્તીપણુ, લીલા રાણી સાથેનો વિલાસ અને છેવટ પોતાનુ મરણુ થયાનુ સઘળુ વૃત્તાત હૃદયમા પ્રત્યક્ષ જેવુ થઇને સ્મરણુમા આવ્યુ રાજાએ દેવીઓને કહ્યુ –આ સસારમા મારા મનની અદ્દભુત જે માયાનો વિસ્તાર થયો છે, તે હમણા તમારી કૃપાથી મારા જાણુવામા આવ્યો હે દેવીઓ! આ તે શુ! મારુ મરણુ થયાને હજુ એક જ દિવસ થયો છે અને અહીં તો મારી અવસ્થા સિત્તેર વર્ષની થઈ છે.

સરસ્વતીએ કહ્યુ —તને પૂર્વજન્મમા 'મરણુ' નામની મહા

મોહરૂપી મૂચ્છી પ્રાપ્ત થયા પછી તે સર્ગનું ભાન ટળી જતાં, તે જ ઘડીએ, તે જ ઘરના તે જ આકાશમાં તને આ સર્ગની પ્રાપ્તિ થઈ છે. ચિદાકાશની અંદર જે પહાડી ગામ છે, તે ગામની અંદરના બ્રાહ્મણના ઘરની અંદરના મંડપમાં જ તારો પૂર્વ-સર્ગ થયો હતો અને તે પૂર્વસર્ગના ઘરના મંડપની અંદરના આકાશમાં જ તને આ સર્ગનો પ્રકાશ થયો છે. એ પ્રત્યેક સર્ગમાં જગત ભિન્નભિન્ન હોય છે પહેલા સર્ગમાં તારા ચિત્તમાં આ વર્તમાન કાળના વ્યવહારરૂપી વિસ્તીર્ણ ભ્રમ ભાસમાન થયો છે. 'મને ૭૦ વર્ષ થયાં, મારાં અમુક માબાપ હતાં, મેં અમુક અમુક કામ કર્યાં' એવા પ્રકારની તને ભારે મોટી ભ્રાંતિ થઈ છે. પૂર્વજન્મમાં જે ક્ષણે તું મૃત્યુ પામ્યો તે જ ક્ષણમાં તને પોતાની મેળે જ હૃદયમાં આ પ્રતીતિ ઉદય પામી છે. જેમ કોઈ સ્વપ્નમાં એક ક્ષણની અંદર જ સો વર્ષની ભ્રાંતિ થાય છે, જેમ સંકલ્પની રચનામાં જીવન અને મરણની ભ્રાંતિ થાય છે, જેમ સ્વપ્નમાં પોતાનું માથું કપાયેલું લાગે છે તેમ જ તને આ વિસ્તીર્ણ સંસારની ભ્રાંતિ થઈ છે × તું વાસ્તવિક રીતે કદી પણ જન્મ્યો નથી અને કદી પણ મૂઓ નથી. તું તો વિશુદ્ધ જ્ઞાનરૂપ છે અને સદા શાંતસ્વરૂપ છે. આ પર્વત, ગામ, શત્રુઓ અને આપણે કોઈ સાચી વસ્તુ નથી. કેવળ પૂર્ણબ્રહ્મમાં મિથ્યા ઘરમાં મિથ્યા લોકો મિથ્યા વ્યવહાર કરે છે.

× આપણે સ્વપ્નમાં કોઈ વૃદ્ધ (૮૦ વર્ષનો) માણસ જોઈએ તો તેને ૮૦ વર્ષ થયાં હશે એમ માની લઈએ છીએ. ખરી રીતે તેને ઉત્પન્ન થયા એક મિનિટ થઈ હોય છે. જાગ્રત થતાં તેની ખબર પડે છે. જાગૃત અવસ્થામાં પણ કોઈ ૮૦ વર્ષનો વૃદ્ધ માણસ આપણા જોવામાં આવે છે. તેને ૮૦ વર્ષ થયાં હશે એમ આપણે માનીએ છીએ. ખરી રીતે તેનો જન્મ થયો નથી, અને દેહભાવે જન્મ માનીએ અને ભેગણ જન્મનો સાથે વિચાર કરીએ તો તેને કેટલાં વર્ષ થયાં તે કહી શકાશે નહિ.

વળી તુકારામની ફિલ્મમાં તુકારામના ૫૦ વર્ષના બનાવ આપણે બે કલાકમાં જોઈએ છીએ. બે કલાકમાં તુકારામ ૫૦ વર્ષના થઈ શકે નહિ, છતાં જોવાવાળા તે જોઈ આનંદ પામે છે.

વિદુરથ રાજાએ પૂછયું:—હે દેવી! જો એમ હોય તો આ મારા અનુચર જેઓ જીવે છે તે મારી પેઠે સાચા છે કે નહિ?

સરસ્વતીએ કહ્યું:-હે રાજા! પરમ બ્રહ્મને જાણીને જેઓ શુદ્ધ બોધસ્વરૂપ અને શુદ્ધ ચૈતન્યસ્વરૂપ થયા છે, તેમની દૃષ્ટિમાં તો આ જગત સંબંધી કાંઈ પણ સાચું નથી. શુદ્ધ બોધસ્વરૂપ બ્રહ્મમાં આ જગતરૂપી અવિદ્યાએ ભ્રમ કરેલો છે એમ પ્રતીત જ થાય છે. જગતરૂપી ભ્રમનું મિથ્યાપણું જણાયા પછી તે ભ્રમની સત્તા રહેલી સંભવે જ કેમ? રજ્જુમાં થયેલો સર્પરૂપી ભ્રમ શાંત થયા પછી એ ભ્રમની સત્તા રહેજ કેવી રીતે? આ ઝાંઝવાનું પાણી છે એમ જણાયા પછી તેમાં 'જળ છે' એવી બુદ્ધિ રહેવી કેમ જ સંભવે? આ સ્વપ્ન છે એમ જણાયા પછી સ્વપ્ન સંબંધી મરણ થવું કેમ સંભવે? જેમ જીવતા માણસને પોતાના સ્વપ્નમાં થતો પોતાના મરણનો ભય મિથ્યા છે, તેમ જાગ્રતમાં થતો પોતાના મરણ વગેરેનો ભય પણ મિથ્યા જ છે. જ્ઞાની પુરુષની દૃષ્ટિમાં "આ હું છુ અને આ જગત છે" એવા તુચ્છ શબ્દોના અર્થો વાસ્તવિક રીતે રહેતા જ નથી. સ્વપ્નનગરનો દ્રષ્ટા જેઓને તે નગરના રહેવાસી માણસો જાણે છે તેઓ ક્ષણમાત્રમાં જ માણસો થઇ જાય છે. દ્રષ્ટાનું જે ઉપાધિવાળું ચૈતન્ય સ્વરૂપ તે સ્વપ્નને પ્રફુલ્લિત થવાના સ્થાનકરૂપ અતિસૂક્ષ્મ નાડીના છિદ્રમાં રહેલું છે. તે ચિત્ત વાસનાના અનુસારે વિવર્ત પામીને 'માણસો' રૂપે જણાય છે. જાગ્રતમાં પણ તે ચિત્તનું જોર જમણી આંખમાં આવી અધિષ્ઠાનમાં મનુષ્ય વગેરેનો અધ્યાસ થતાં મનુષ્ય વગેરે પદાર્થ સત્ય જેવા લાગે છે. જેમ સ્વપ્નમાં તમને પ્રતીત થયેલી હું તમારી દૃષ્ટિએ સાચી છું અને સ્વપ્નમાં મને પ્રતીત થયેલા તમે મારી દૃષ્ટિએ સાચા છો તેમ જ આ જાગ્રત સબંધી સંસાર કે જે મોટું સ્વપ્ન છે તેમાં પણ હું તમારી દૃષ્ટિએ સાચી છું અને તમે મારી દૃષ્ટિએ સાચા છો. વળી સ્વપ્નના પ્રપંચમાં જાગ્રતના બાહ્ય દેશ, કાળ વગેરે જેવો યથાર્થ સંબંધ નહિ રહેવાથી સ્વપ્નનો

પ્રપંચ મિથ્યા છે એમ માનતા હો તો જેને જાગૃતનો પ્રપંચ માનો છો તેમાં પણ સ્વપ્નની અંદર દેશકાળ વગેરેના જેવો યથાર્થ સંબંધ નહિ રહેવાથી જાગૃતનો પ્રપંચ પણ મિથ્યા છે.

વિદુરથે કહ્યું:—હે દેવી ! હું જેમ એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જાઉં છું તેમ આ દેહ છોડીને અહીંથી મારા પહેલાંના સંસારમાં આવું એવું કરો, મારા ઉપર એટલી કૃપા કરો.

સરસ્વતીએ કહ્યું:—તું ત્યાં આવી શકીશ. હે રાજા ! આ મોટા સંગ્રામમાં હમણાં તારે મરવું પડશે અને પછી તને પૂર્વનું રાજ્ય મળશે.

આટલી વાત થયા પછી થોડા વખત પછી યુદ્ધ વધારે ઉગ્ર થયું. તેમાં વિદુરથ રાજા લડતાં લડતાં મરણ પામ્યો. તેની સ્ત્રી જે નવી લીલા હતી તેણે સરસ્વતીની પાસે એવી માગણી કરી કે આ મારો પતિ જ્યાં જાય ત્યાં હું પણ તેની સ્ત્રી થાઉં. સરસ્વતીએ કહ્યું–તેમજ થશે.

પહેલી લીલા આ જવાબથી ગભરાઈ. સરસ્વતીએ તેને કહ્યું:–કોઈ પણ પ્રપંચને વાસ્તવમાં સ્થિતિ નથી, બધું સ્વપ્નરૂપ છે. આ બધું વસિષ્ઠ નામના બ્રાહ્મણના ઘરમાં દેખાય છે. આ ત્રણ જગતરૂપી તેં જોયેલો મોટો આરંભ ભ્રમરૂપ છે. ભ્રમને સત્તા છે જ નહિ. જેને સત્તા નથી તેને અસ્તિત્વ નથી. અહંકારના સાક્ષીભૂત ચૈતન્ય આકાશને જ અજ્ઞાની માણસોએ જગતરૂપે માનેલું છે. તેથી એક અણુંમાં ઘણાં જગત પ્રતીત થવાનો સંભવ છે.*

જ્યારે માણસનું ચિત્ત અભ્યાસની દૃઢ વાસનાથી આધિભૌતિક વ્યવહારનો અનુભવ કરે છે ત્યારે તે અનુભવથી દૃશ્ય પદાર્થ જો કે અસત્ય હોય તોપણ સાચો હોય તેવો દેખાય છે. જ્યારે વિવેક થાય ત્યારે સાચું જ્ઞાન થાય છે.

પછી તે વિદુરથ રાજાનો જીવ અને તેની સ્ત્રી લીલા જ્યાં

* બીજા જોનારની દૃષ્ટિ સાથે સરખામણી કરીએ તો ભ્રાંતિ સમજાવી સહેલી છે. ઊંઘમાં એ બધો સંસાર જતો રહે છે એટલું જ નહિ પણ જાગૃતમાં પણ પશુપક્ષીઓને જન્મમરણના વિચાર આવતા નથી.

પદ્મરાજાનું શબ હતું ત્યાં આવ્યા રાજાએ તે શબમાં પ્રવેશ કર્યો અને ત્યાં બે લીલા જોઇ.

સરસ્વતીએ જ્ઞાની લીલાને કહ્યું કે ચૈતન્યરૂપે આકાશને જ્યારે આકાશરૂપે થવાની ઇચ્છા થઇ ત્યારે આકાશરૂપે થયું અને કાળરૂપે થવાની ઇચ્છા થઇ ત્યારે કાળરૂપે થયું. સ્વપ્નમાં ચૈતન્ય જળરૂપે પણ થઈ જાય છે અને કાળરૂપે પણ થઈ જાય છે.

આ બધા બનાવોને માત્ર એક મહિનો થયો હતો. રાજાએ પોતાની પાસે ઊભેલી બે લીલાને જોઇ પ્રશ્ન કર્યો કે તમે કોણ છો ? પહેલી લીલાએ કહ્યું કે હું તમારી સ્ત્રી લીલા છું અને આ બીજી મારા પ્રતિબિંબરૂપ સ્ત્રી તમારી સેવા માટે ઉત્પન્ન થયેલી છે. તે પછી પદ્મરાજાએ ૮૦૦૦૦ વર્ષ રાજ્ય કર્યું. એ કાળ પણ તેની કલ્પનામાં હતો. આત્માને કાળ નથી. ચૈતન્યનો સ્ફુરણ સ્વભાવ હોવાથી તે જેવી કલ્પના કરે તેવું તેને ભાન થાય છે. ભાવનાથી નિમેષમાં કલ્પ દેખાય છે અને કલ્પ નિમેષરૂપ થાય છે.

આ જગત માયિક દૃષ્ટિથી સાચું લાગે છે પણ શુદ્ધ દૃષ્ટિથી ખોટું છે. શુદ્ધ જળમાં જેવી રીતે તરંગો રહેલા છે તેવી રીતે દેશ, કાળ અને ક્રિયારૂપે જણાતું આ જગત શુદ્ધ ચૈતન્ય જ છે; તેમાં ઉદય-અસ્તરૂપી વિચાર છે નહિ.

શ્રી શંકરાચાર્યે પણ પોતાનું સ્થૂલ શરીર એક ઝાડની બખોલમાં રાખી સૂક્ષ્મ શરીરથી કાશીના રાજાના મૃત દેહમાં પ્રવેશ કર્યો હતો. તે વખતે તે રાજાની રાણીને એમ લાગ્યું કે મારો પતિ જીવતો થયો પણ તેમાં ખરી રીતે શંકરાચાર્ય હતા. હરણના દેહમાં જડભરત હતા, કાકીડામાં નૃગ રાજા રહેલા હતા, પથ્થરમાંથી અહલ્યા નીકળી હતી બે ઝાડમાંથી મણિગ્રીવ અને નલકુબેર નીકળ્યા હતા. વાંસમાંથી ધંધુકારી નીકળ્યો હતો. તેથી આ સૃષ્ટિ બહુ વિચિત્ર પ્રકારની છે અને વિચાર કરતાં તે માત્ર સ્વપ્ન જેવી કલ્પના છે.

જ્યાં કાળ જુદા પ્રકારનો છે ત્યાં દિક્ પણ જુદા પ્રકાર-

ની છે અને જ્યાં દિક્ જુદા પ્રકારની છે ત્યાં કાળ પણ જુદા પ્રકારનો છે. એ બંને દ્રષ્ટાની ભૂમિકા ઉપર સાપેક્ષ છે. જેમકે મુંબઈથી મદ્રાસ ચાલીને જવું હોય તો ઘણો વખત લાગે પણ ટ્રેનમાં જતાં બહુ થોડો વખત લાગે અને વિમાનમાં તેથી પણ થોડો વખત લાગે. જ્યાં વખત થોડો લાગે છે ત્યાં જુદા પ્રકારની જગ્યા છે: લીલાના આ આખ્યાનમા જ્યાં જ્યાં કાળનો ફેર જણાય છે ત્યાં ત્યાં જુદા જુદા પ્રકારની દિક્ છે એમ સમજવું અને તે દિક્–કાળ સ્વપ્નની માફક જોનારની મનોદશામાંથી ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે દિક્ અને કાળ એ કોઈ સાચી વસ્તુ નથી. ભાવના પ્રમાણે તેમની ગતિ ફરે છે. તેથી જીવે તે બંનેની ઉપર જવાની ટેવ પાડવી જોઇએ. તે માટે મહર્ષિના જેવો વૈરાગ્ય જોઈએ. તેમની દષ્ટિમાં બ્રહ્મનિષ્ઠા જણાઈ આવે છે. જ્યારે અહંકાર તદ્દન નાશ થાય છે અને આત્મામાં સ્થિતિ થાય છે ત્યારે ત્યારે એવી દશા પ્રાપ્ત થાય છે.

લગભગ ૫૦ વર્ષ પહેલાં ધૂળિયાના એક સ્વામી હંસને શ્રીગુરુદત્તાત્રેયનાં સાક્ષાત દર્શન કરવાની ઇચ્છા થઈ હતી. તે માટે તેમણે ૧૨ વર્ષનું એક અનુષ્ઠાન શરૂ કર્યું. તે દરમ્યાન તે ગિરનાર ગયા હતા. ત્યાં તેમણે એવો અવાજ સાંભળ્યો કે 'મારાં દર્શન કરવાં હોય તો હિમાલયમાં કૈલાસ પર્વત આગળ ગવરી કુંડ છે ત્યાં આવ.' તે આદેશ પ્રમાણે સ્વામી હંસ હિમાલય જવા માટે નીકળ્યા. રસ્તો અજાણ્યો હોવાથી તેમણે એક ભોમિયો (તેના કામ માટે પૈસા ઠરાવી) રાખી લીધો. જ્યારે કૈલાસ પર્વત નજીક આવ્યો ત્યારે સ્વામીજીએ તે ભોમિયાને તેનો પગાર આપી પાછો વાળ્યો અને તેના ઘરનું ઠેકાણું લખી લીધું. તે પછી સ્વામીજીને શ્રીગુરુદત્તાત્રેયના દર્શન થયાં. તે ગુરુની સાથે ત્રણ દિવસ રહ્યા પણ તે આનંદમાં એ વખત ત્રણ મિનિટ જેવો તેમને લાગ્યો. વળતી વખતે સ્વામીજીની ઇચ્છા તે ભોમિયાને ઘેર જવાની થઈ. ત્યાં સ્વામીજી ગયા ત્યારે તે

ભોમિયાના દીકરાનો દીકરો તેના દાદાનું (ભોમિયાનું) શ્રાદ્ધ કરતો હતો. સ્વામીજીએ પૂછ્યું કે તે ક્યાં છે? તે છોકરાએ કહ્યું કે 'તેને મરી ગયે ૫૦ વર્ષ થયાં છે' આ વાત સાંભળી સ્વામીજીની આંખમાં આંસુ આવી ગયાં. ખરી રીતે શ્રીગુરુદત્તાત્રેયે સ્વામીજીને માટે તે ભોમિયો ઉત્પન્ન કરીને મોકલ્યો હતો. આ વાત ૩૦ વર્ષ પહેલાં અમને સ્વામીજીએ કરી હતી. કાળની વિચિત્ર ગતિ જણાવનાર આવા બનાવો ભક્તોના જીવનમાં ઘણી વાર જોવામાં આવે છે.

## ૧૪ : ઇંદ્રજાળ

(લવણાખ્યાન, યોગવાસિષ્ઠ-ઉત્પત્તિ-પ્રકરણ સર્ગ ૧૦૪ ઉપરથી)

મહર્ષિએ વાતચીતમાં કાળની વિચિત્ર ગતિ સમજાવવા માટે અને તેમાંથી ઉત્પન્ન થતો અજાતવાદ સમજાવવા માટે લવણ રાજાનું આખ્યાન ટૂંકામાં કહેલું હતું. યોગવાસિષ્ઠમાં એ આખ્યાન વિસ્તારથી આપવામાં આવેલું છે. પણ સિદ્ધાંત સમજવા માટે અહીં તે ટૂંકામાં આપવામાં આવે છે.

આ પૃથ્વી ઉપર ઉત્તરપાંડવ નામનો દેશ હતો. ત્યાં હરિશ્ચંદ્ર રાજાના કુળમાં ઉત્પન્ન થયેલ એક લવણ રાજા નિષ્કપટપણે વિનયથી રાજ્ય કરતો હતો. એક દિવસે તે સિંહાસન પર બેઠો હતો, અને રાજસભા ભરાઈ હતી, તેવામાં એક ઇંદ્રજાળ કરનાર માણસ તે સભામાં આવ્યો. તેણે રાજાને પ્રણામ કર્યા અને કહ્યું કે, 'હે વિભુ! આકાશમાંનો ચંદ્ર જેમ પૃથ્વીને જુએ તેમ હું તમને એક મિથ્યી રમત બતાવું છું તે તમે તમારા આસન પર બેઠા બેઠા જુઓ.' એમ કહી તેણે ભ્રમ ઉત્પન્ન કરનાર મોરપીછની મૂઠ રાજાના ઉપર ફેરવી. રાજાએ તે મૂઠ દીઠી. થોડી વારમાં ત્યાં એક ઘોડેસવાર ઘોડો લઈને આવ્યો, અને લવણને કહ્યું કે અમારા રાજાએ આ ઘોડો આપને ભેટ તરીકે મોકલેલો છે. તે ચાલવામાં અતિ વેગવાળો છે. આ સુંદર ઘોડા

ઉપર બેસીને આપ પૃથ્વીમાં વિહાર કરો.* ઘોડાને જોતાં રાજા સ્તબ્ધ બની ગયો રાજાનાં નેત્ર સ્થિર થઈ ગયાં અને બે મુહૂર્ત સુધી તેને તે જ આસન ઉપર ધ્યાન લાગી ગયું. રાજા કાંઈ વિચારમાં પડી ગયા હશે એમ માની સભાના કોઈ માણસે તેમને જાગૃત કર્યા નહિ. બે મુહૂર્ત પછી રાજા જાગૃત થયો, અને ભયથી કંપાયમાન થતાં આસન ઉપરથી પડી જવા લાગ્યો, એટલામાં તેના માણસોએ તેને ટેકો આપી બરાબર બેસાડ્યો. રાજાએ મંત્રીઓને કહ્યું 'આ કોનો પ્રદેશ છે, તથા આ કોની સભા છે.' મંત્રીઓએ પૂછ્યું:-તમારું મન કયા પદાર્થમાં મોહ પામ્યું છે? એટલામાં રાજાને પોતાના અસલ સ્વરૂપનું સ્મરણ થયું. તેણે સભાસદોને કહ્યું:-અરે સભાસદો! ઇંદ્રજાળ કરનાર આ માણસે એક મુહૂર્તમાં મને જે બતાવ્યું છે તે આશ્ચર્યકારક આખ્યાન હું તમને કહું છું તે સાંભળો. એમ કહી રાજાએ પોતાને થયેલા અનુભવની વાત નીચે પ્રમાણે સભાસદોને કહી:—

મોરપીંછની એ ચપળ મૂઠ જોયા પછી મેં એક ઘોડો જોયો. હું તે ઘોડા ઉપર બેઠો અને મેં ફરવા માંડ્યું હું મૃગયા કરવા નીકળ્યો, એટલામાં મારા જોવામાં એક વન આવ્યું. તે વનનું ઉલ્લંઘન કરીને હું આગળ ચાલ્યો. ત્યાં ફરી એક જંગલ આવ્યું. હું ત્યાં એક ઝાડ નીચે સૂનો. મારો ઘોડો ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યાં રાત્રિ પડી. મને તે રાત્રિ દુઃખને લીધે એક કલ્પ સમાન લાગી. સવારે ઊઠી મેં પૂર્વ દિશા તરફ નજર કરી. પછી બપોર થયા. મને ભૂખ લાગી એટલામાં રાંધેલા ભાતનું પાત્ર હાથમાં લઈ જતી એક કન્યા મારી નજરે આવી. મેં તેને કહ્યું 'મને કાંઈક ખાવાનું આપ, મને ભૂખ બહુ લાગી છે,' તેણે કહ્યું:-હું ચાંડાળ કન્યા છું. તમે જો મારા પતિ થાઓ તો

* અહીં ઘોડાનો અર્થ મન સમજવાનું છે. તે બહુ વેગવાળું છે અને અનેક જાતની ભ્રાંતિ ઉત્પન્ન કરે છે.

આ ભોજન હું તમને આપું. મને ભૂખ બહુ લાગી હતી તેથી મેં હા પાડી. પછી તે કન્યા મને તેના પિતા પાસે લઈ ગઈ, અને તેના પિતાને કહ્યું કે આ માણસને મારો પતિ કરો. ત્યાર-પછી એ કન્યા સાથે મારો વિવાહ થયો. તે કન્યાને મારાથી ગર્ભ રહ્યો અને નવ મહિને તેણે એક બાળકીને જન્મ આપ્યો. ત્રણ વર્ષ પછી અમને એક પુત્ર થયો. તે પાછી એક પુત્રી આવી અને પછી એક પુત્ર થયો, એમ હું કુટુંબવાળો થયો. મેં તે ચાંડાળ કન્યા સાથે ઘણાં સુખદુઃખ ભોગવ્યાં. પછી વખત જતાં હું વૃદ્ધ થયો. મારું શરીર જર્જરિત થઈ ગયું. હું કાળ-રૂપી સમુદ્રમાં તણાવા લાગ્યો. તે દેશમાં અતિ દુષ્કાળ પડ્યો. હું મારા કુટુંબ સહિત બીજા દેશમાં ચાલવા માંડ્યો. છોકરાં રસ્તામાં ખાવા માટે ચીસ પાડતાં હતાં અને ખાવા માટે માંસ માગતાં હતાં. પુત્ર ઉપર અતિ સ્નેહ થવાથી મેં તેમને કહ્યું કે 'મારું માંસ પકવીને ખાઓ.' તેમણે કહ્યું કે 'આપો!' એટલે મે લાકડાં ભેગાં કરી ચિતા સળગાવી. એ ચિતામાં હું દેહ નાંખનો હતો એટલામાં આ સિંહાસન ઉપરથી હું વેગથી ચલાયમાન થયો, અને આ સભાના તુરીના અને જય જય કારના શબ્દથી તમે મને જાગૃત કર્યો.

રાજા આ વાત સભાને કહે છે એટલામાં તે ઇન્દ્રજાળ કરનાર માણસ ત્યાંથી અંતર્ધાન થઈ ગયો. રાજાએ સભાસદોને કહ્યું આ ઇન્દ્રજાળ કરનાર માણસ નથી પરંતુ કોઇ દૈવી માયા છે. આ માયામાં સંસાર મનના વિલાસરૂપ છે.

વસિષ્ઠે રામચંદ્રજીને કહ્યું કે હું તે સભામાં હાજર હતો. એ મનની માયા મેં જોઇ હતી. સ્વપ્નમાં થયેલી જાગૃત દશા જેમ સાચી લાગે છે તેમ વાસનાયુક્ત માણસનું ચિત્ત અસત્ એવા ગંધર્વનગરને સતરૂપે જુએ છે. જેમ નાટકમાં રહેલો નટ બહુ વેશ ધારણ કરે છે તેમ દેહમાં મનની વૃત્તિઓ બહુ વેષ ધારણ કરે છે. મન લઘુ પદાર્થને દીર્ઘ કરે છે, સત્યમાં અસત્યપણું કરે છે અને શત્રુમાં મિત્રતા કરે છે. માણસને ચિત્ત-

વૃત્તિમાં જેવો પ્રતિભાસ થાય છે તેવો તેને પ્રત્યક્ષ અનુભવ થાય છે. પ્રતિભાસને લીધે જ સ્વપ્નથી આકુળ ચિત્તવાળા હરિશ્ચંદ્રને એક રાત્રિ બાર વર્ષની થઈ પડી હતી. ઈંદ્રદ્યુમ્ન રાજા બ્રહ્મલોકમાં ગયા ત્યારે ચિત્તના પ્રભાવથી એક મુહૂર્તમાં એક યુગનો કાળ ચાલ્યો ગયો હતો. પ્રાત:કાળે જેને રાજ્ય મળવાનું છે એવા બંદીવાનને બંધન પણ સુખરૂપ થાય છે, તેવી રીતે સારી મનોવૃત્તિ વડે રૌરવ નરક પણ સુખરૂપ થઇ પડે છે' વીતરાગ નામના કોઈ મુનિ ધ્યાનસ્થ હતા. તે સમયે વનમા કોઇ રાક્ષસ તેમનો હાથ ચાવી ગયો તોપણ મુનિને તેની ખબર પડી નહિ. લવણ રાજાને મનના પ્રતિભાસથી ચંડાળપણું પ્રાપ્ત થયું હતુ, તેવી રીતે આ બ્રહ્માંડ મનનો વિલાસ માત્ર છે.

રામ બોલ્યા:—મને એ જ આશ્ચર્ય લાગે છે કે અવિદ્યાનો અત્યંત અભાવ છે છતાં સર્વ જગત તેનાથી વશ થઇ રહેલું છે. સંસારના મૂળ કારણરૂપ માયાનું સ્વરૂપ કહો બીજું, લવણ રાજાને ચંડાળ–અવસ્થામાં દુ:ખ ભોગવવું પડયું તેનુ શુ કારણુ ? એ મારા મનમાં મોટો સંદેહ છે. વળી તે ઇન્દ્રજાળ કરનાર માણુસ કોણુ હતો ?

વસિષ્ઠ બોલ્યા:—કાષ્ઠ અને ભીંતની ઉપમા જેવો આ દેહ વાસ્તવિક રીતે છે નહિ પણ સ્વપ્નની પેઠે ચિત્તવડે કલ્પેલો છે. ચિત્ત, અવિદ્યા, મન, જીવ, વાસના તથા કર્માત્મા એવા નામથી કહેવાતો દેહધારી દુ:ખનો ભોક્તા છે. લવણ રાજાને જે ચાંડાળ પણાનું દુ:ખ ભોગવવું પડયું હતું તેનું કારણુ એ હતુ કે તેણે જ્યારે રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે ઘણા જીવોને દુ:ખ થયું હતું. તેનું ફળ દેવા માટે ઇન્દ્ર દેવતાએ એક ગારુડીના વેશમાં દેવદૂત મોકલ્યો હતો.

લવણ રાજાનો ભ્રમ નીકળી ગયા પછી તેણે પોતે નજરે જોયેલી પૃથ્વીમાં જવાની પ્રવૃત્તિ કરી અને વિચાર કર્યો કે ' જે અરણ્યમાં મેં દુ:ખનો અનુભવ કર્યો છે તે અરણ્ય ચિત્તરૂપી અરીસામાં ઓળખાયેલું હોય તેમ મને સ્મરણમાં છે માટે

કદાચ વિંધ્ય પર્વતમાં જવાથી તે અરણ્ય મને પ્રાપ્ત થાય.'

એમ વિચાર કરી તે વિંધ્યપર્વતમાં આવ્યો, ત્યાં તેણે એક અરણ્ય જોયું, અને પોતે જે જે અનુભવો લીધા હતા તે વિષે ત્યાંના લોકોને પ્રશ્ન કર્યા. તેમના જવાબ સાંભળી તે રાજા વિસ્મય પામી ગયો. તેણે ત્યાં રહેનારા પારધી અને ચંડાળને ઓળખ્યા. જે ગામમાં પોતે ચંડાળ બન્યો હતો તે ગામ તેણે જોયું. ત્યાં પોતાની સાસુ જોઇ બધા કુટુંબને ગરીબ સ્થિતિમાં રડતાં જોયાં. તે સાસુને-એટલે-વૃદ્ધ ચાંડાળણીને વિલાપ કરતાં જોઇ તે રાજાએ તેને પૂછયું કે 'આ સ્થળે શું થયું હતું ? તારી પુત્રી કોણ હતી, તારો જમાઈ કોણ હતો ?' તે સ્ત્રીએ જવાબ આપ્યો કે આ ગામમાં ચંડાળ જાતિનો મારો પતિ હતો. અમારે એક ચંદ્રસમાન પુત્રી હતી. મારી પુત્રીને એક રાજા પતિ તરીકે પ્રાપ્ત થયો. પછી તેને કેટલાક પુત્રો અને પુત્રીઓ થયાં. પછી આ ગામમાં અનાવૃષ્ટિને લઇને દુકાળ પડયો એટલે એ બધાં અહીંથી દૂર દેશમાં ગયાં અને ત્યાં મરણ પામ્યાં.

લવણરાજા આ હકીકત સાંભળી બહુ જ વિસ્મય પામ્યો. તેણે તે ચાંડાળના કુટુંબને દાન આપી તેમનું દુઃખ દૂર કર્યું; પછી તે પોતાના રાજ્યમાં પાછો આવ્યો. રાજાએ બીજે દિવસે મને (વસિષ્ઠને) પ્રશ્ન પૂછયો કે જે બાબત સ્વપ્નમાં જોયેલી હતી તે પ્રત્યક્ષ કેમ જોવામાં આવી ?

વસિષ્ઠે કહ્યું:—મેં તે રાજાને કહ્યું કે અવિદ્યામાં સર્વ વસ્તુનો સંભવ છે. સ્વપ્નમાં ઘટમાં પટની બુદ્ધિ થાય છે. વાસનાવાળું ચિત્ત જેવી જેવી ભાવના કરે છે તેવો તેવો તેને અનુભવ થાય છે.

પ્રતિભાસના પરવશપણાથી બધું અવળું દેખાય છે. એક ક્ષણ કલ્પરૂપ અને એક કલ્પ ક્ષણરૂપ દેખાય છે. બુદ્ધિ અવળી થવાથી જીવ પોતાના આત્માને ઘેટારૂપે જુએ છે અને ઘેટો સિંહનું રૂપ ધારણ કરે છે. જેમ કોઈ કરેલા કામનું વિસ્મરણ થાય છે તેમ કોઈ ન કરેલા કામનું સ્મરણ પણ થઈ

જાય છે * ચ ડાળના સ્થાનમા કોઇ ચ ડાળ કન્યાનો કોઇ ચ ડાળની સાથે વિવાહ થયો, તે મત હોય અથવા અમત હોય તો પણ લવણરાજાના મનમા તે સાચો પ્રતીત થયો જેમ સ્વપ્નમા કોઈ પ્રાચીન કથા જોવામા આવે તેમ લવણરાજાને પ્રતિભાસથી ઉપરની હકીકત અનુભવમા આવી લવણરાજાએ સ્વપ્રમા જે વિભ્રમ જોયા હતો તે જ વિભ્રમ વિ ધ્ય પર્વતમાના ચ ડાળના ચિત્તમા પ્રાપ્ત થયો, એટલે કે લવણરાજાના મનની કલ્પનાનો વિ ધ્યપર્વતના ચ ડાળના ચિત્તમા ઉદય થયો અથવા વિ ધ્ય પર્વતના ચ ડાળની કલ્પનાનો લવણરાજાના ચિત્તમા ઉદય થયો જે પ્રમાણે ઘણા માણસોના નામ, તેમના વચન તથા તેમણે પોતાના મનથી કરેલી કલ્પના એ બધુ કોઇ સમયે શબ્દ તથા અર્થને મળતુ આવે છે તે જ પ્રમાણે સ્વપ્રમા જુદા જુદા માણસે જોયેલા કાળ, દેશ તથા ક્રિયા પણ મળતા આવે છે ખરી રીતે અધિષ્ઠાન ચૈતન્યની સત્તાથી જ, પ્રતિભાસને લીધે, સર્વ વસ્તુની સત્તા છે અને સ વેદન વિના સર્વ પદાર્થની કાઇ પણ સત્તા નથી ચૈતન્ય અને જડમા વિલક્ષણતા હોવાથી તેમની એકતા થતી નથી જ્યા સુધી ભેદબુદ્ધિ છે ત્યા સુધી સર્ગપણુ તથા અહ તા વગેરે ભ્રમનો ઉદય થાય છે હે રામ! તમે સર્વદા એકરૂપ થઇને રહો કોઇ પણ વસ્તુનો ઉદય પણ થતો નથી તેમ લય પણ થતો નથી માટે તમે નિર તર ચિત્તરૂપી ચ ડાળનો અનાદર કરો ચિત્ત અસત્ય છતા સત્ય જેવુ લાગે તેવુ છે સ કલ્પ-વિકલ્પનો ક્ષય થયા પછી ચિત્ત ગળી જાય છે તે મટ વાથી જન્મરહિત એક ચૈતન્ય સ્વરૂપ જ જણાય છે

આ લવણાખ્યાનની વચમા (૩-૧૧૦) એક ઈન્દ્રદ્યુમ્ન રાજાની પુત્રી રેવતીની વાત આવે છે તેનુ લગ્ન કરવા માટે (તેનો સ બ ધ કયા રાજા સાથે કરવો તે પૂછવા માટે) ઈન્દ્રદ્યુમ્ન રાજા બ્રહ્મલોકમા ગયા ત્યા બ્રહ્માની પાસે ગાન થતુ હતુ તેથી

* થોડા વખત પહેલા એક મ ણસને સ્વપ્રમા એક સ્ત્રી દેખાઈ હતી પછી તે ગાય થઈ ગઇ અને થોડીવારમા તે ગાયમાથી ધૂળ થઇ ગઇ

ને ત્યાં એક મુહૂર્ત સુધી ઊભા રહ્યા ગાન પૂરું થઈ રહ્યા પછી બ્રહ્માને પોતાની પુત્રીના લગ્ન સંબંધી સલાહ પૂછી. ત્યારે બ્રહ્માએ ઉત્તર દીધો કે તમે અહીં એક મુહૂર્ત ઊભા રહ્યા તેટલી વારમાં તમારા દેશમાં એક યુગનો કાળ ચાલ્યો ગયો છે, તેથી તમે મનમાં સંકલ્પ કરેલા સર્વ રાજાઓનો નાશ થયો છે; માટે તમારી પુત્રી હવે ભૂતળમાં બલભદ્રજીનો જન્મ થયો છે તેમને પરણાવજો.'

મહર્ષિએ એક વખત નીચે પ્રમાણે નારદજીએ જોયેલી માયાનો દષ્ટાંત આપ્યો હતો:—

એક વખત નારદજીએ ભગવાન શ્રીકૃષ્ણને કહ્યું કે 'મને આપની માયા બતાવો.' તે પછી કેટલાક દિવસ વીતી ગયા. એક દિવસ શ્રીકૃષ્ણે નારદજીને કહ્યું કે ચાલો આપણે એક જંગલ જોવા જઈએ. ત્યાં જતા એક રણ આવ્યું. ત્યાં શ્રીકૃષ્ણને તરસ લાગી એટલે તેમણે નારદજીને કહ્યું કે 'મને તરસ બહુ લાગી છે, માટે કોઇ જગ્યાએથી પાણી લઈ આવો.' તેમની આજ્ઞા પ્રમાણે નારદજી ગયા. થોડે દૂર ગયા પછી નારદજીએ એક ગામડું જોયું. પાણી માટે તે ગામમાં ગયા. કોઈને ઘેર બારણું ખખડાવ્યું. તેમાંથી એક સુંદર કન્યા નીકળી. તેને જોતાં નારદજી ભગવાને મંગાવેલું પાણી ભૂલી ગયા. બધુ ભૂલી નારદજી તે કન્યા સાથે ચાલવા લાગ્યા. તે દિવસે તે ભગવાન પાસે પાછા વળ્યા નહિ બીજે દિવસે નારદજી તે જ કન્યા પાસે ગયા અને વાતો કરવા લાગ્યા તેને પરિણામે બન્ને વચ્ચે પ્રેમ થયો. તે કન્યાના બાપની સંમતિથી બન્નેનો વિવાહ થયો અને છોકરાં થયાં. તેને ૧૨ વર્ષ થઇ ગયાં. નારદજીના સસરા ગુજરી ગયા અને તેની મિલકત નારદજીને મળી. નારદજી સુખેથી કુટુંબ સાથે રહેવા લાગ્યા. તે પછી એક વખત અતિવૃષ્ટિને લઇને તે ગામની નદીમાં પૂર આવ્યું. તે પૂરમા તે ગામ તણાવા લાગ્યું. મકાનો પડી ગયા, માણુસો અને પશુઓ ડૂબવા લાગ્યાં. નારદજીએ એક હાથમા સ્ત્રીને લીધી અને બીજા

હાથમાં બે બાળકો લીધાં અને ત્યાંથી ભાગવા લાગ્યા. ત્રીજું બાળક તેમણે પોતાના ખભા ઉપર લીધું. પણ પૂર બહુ જોરમાં આવવાથી અને તેમાથી પાર નીકળવામાં મુશ્કેલી નડવાથી નારદજીના ખભા ઉપરનું બાળક પાણીમાં પડી ગયું. તે બાળકને બચાવવા જતાં બીજું હાથમાંથી છટકી ગયું અને તે પણ પાણીમાં પડી ડૂબી ગયું. છેવટે તેમની સ્ત્રી પણ પાણીમાં તણાઈ ગઈ. નારદજી તે બધાનો શોક કરતા નદીને કાંઠે બેઠા. એટલામાં તેની પછવાડેથી એક અવાજ આવ્યો કે:—'બેટા, પાણી કયા છે, તને પાણી લેવા મોકલ્યો હતો અને હુ અહીં પાણીની રાહ જોઇ બેઠો છું, તને ગયા અરધો કલાક થઇ ગયો માટે હવે જલદી લાવ' નારદે તે સાભળી વિચાર કર્યો 'અર્ધો કલાક!' બાર વર્ષના બનાવ તેની દૃષ્ટિ આગળ ખડા થયા અને તે બધું અર્ધા કલાકમાં બન્યું ! આનું નામ માયા, અથવા ભગવાનની ઈંદ્રજાળ, જે કહો તે.

જીવ પણ કોઇ કન્યાને સ્ત્રી માની સંસારમાં એવો ફસી જાય કે જે જીવન ભગવાનને આપવાનું છે તે ભૂલી જાય છે. જેઓ માત્ર આત્મનિષ્ઠામાં રહે છે તેઓ જ આવી માયા જીતી શકે છે.

જ્યાં જ્યાં કાળનો આવો ફેરફાર જોવામાં આવે ત્યાં ત્યાં નવી જાતની દિક અથવા દેશ ઉત્પન્ન થાય છે અને જ્યાં દિક ફરે છે ત્યાં કાળ ફરે છે. દિક અને કાળને જુદાં પાડી શકાતાં નથી. તે બાબત હાલ આપેક્ષવાદથી (રેયેટીવિટીથી) સિદ્ધ થયેલ છે

યોગવાસિષ્ઠના ત્રણચાર બનાવો જે આગળ આવી ગયા તે સંબંધમાં મહર્ષિ પાસે વાતચીત થઇ હતી. તેમણે જણાવ્યું કે દિક અને કાળ એ મનની કલ્પનામાંથી ઉત્પન્ન થાય છે. જેવું સ્વપ્નમાં બને છે તેવું જાગૃતમાં પણ બને છે.

અમે મહર્ષિને પૂછ્યું કે યોગવાસિષ્ઠ એ અજાતવાદનો ઉત્તમ ગ્રંથ છે અને શ્રીશંકરાચાર્યના મતને બહુ ટેકો આપે છે

છતાં તેમણે પોતાના ભાષ્યમાં કોઇ પણ જગ્યાએ તે બાબતનો ઉલ્લેખ કેમ ન કર્યો? આનો જવાબ મહર્ષિએ આપ્યો નહિ. આ બાબત ઉપર કેટલાક વિદ્વાનો પણ વિચાર કરે છે. શ્રી વિદ્યારણ્ય સ્વામીના 'જીવન્મુક્તિ વિવેક'* નામના પુસ્તકમાં યોગવાસિષ્ઠમાંથી કેટલાક શ્લોક લીધેલા છે તેથી તેમના વખતમાં એ ગ્રંથ પ્રસિદ્ધ હશે એમ અનુમાન થઈ શકે છે.

## ૧૫ : અજાતવાદ

મહર્ષિનો મુખ્ય સિદ્ધાંત અજાતવાદ છે. તે બાબતની કેટલીક હકીકત પાછળનાં પ્રકરણો વાંચવાથી સમજી શકાય તેમ છે. અજાતવાદની વધારે હકીકત નીચેના ગ્રંથોમાં પણ મળી શકે છેઃ—

૧. માંડુક્ય ઉપનિષદ અને તે ઉપર શ્રી ગૌડપાદાચાર્યની કારિકા.

૨. યોગવાસિષ્ઠ.

૩. અવધૂત ગીતા.

૪. અષ્ટાવક્ર ગીતા.

૫. જ્ઞાનેશ્વર મહારાજનો અમૃતાનુભવ.

૬. પ્રોફેસર આઇન્સ્ટાઇનનો સાપેક્ષવાદ.

૭ શ્રીમદ્ ભાગવત, એકાદશસ્કંધ અધ્યાય ૧૩ (હંસગીતા)

સામાન્ય માણસો માટે અજાતવાદ સમજવો બહુ અઘરો છે. તેમને નીચેના ક્રમ પ્રમાણે સમજાવી શકાય છે

૧. સૃષ્ટિદૃષ્ટિવાદ–સામાન્ય માણસ સૃષ્ટિ જોઇને વિચાર કરે છે.

૨. સૃષ્ટિ ઈશ્વરે કરેલી છે. ભક્તને એવું લાગે છે. બગીચાનું કામ કરનાર માળી કોઇ ઝાડને કાપે છે, કોઇને જડમૂળથી ઉખેડી નાખે છે અને કોઈ નવા ઝાડ રોપે છે, તેમાં માળીનો

* આ પુસ્તક સસ્તું સાહિત્ય વ૦ કા૦ માં રૂા. ૧-૪-૦થી મળે છે.

હેતુ શુભ જ હોય છે, તેમજ જગતની ઉત્પત્તિ સ્થિતિ, અને લય કરનાર પ્રભુની ક્રિયામાં ભક્તો શુભ હેતુ જ જુએ છે.

૩. પછી ઈશ્વરના સ્વરૂપનો વિચાર કરતાં ઈશ્વર સિવાય બીજું કાંઈ રહેતું નથી.

૪. તેથી જોનારની ભૂલનો વિચાર કરવો જોઈએ. અહીં દૃષ્ટિ–સૃષ્ટિવાદની શરૂઆત થાય છે.

૫. તેને પરિણામે જેટલી દૃષ્ટિ તેટલી સૃષ્ટિ જણાય છે.

૬. પછી દૃષ્ટિકાળે સૃષ્ટિ જણાય છે.

૭. પછી દૃષ્ટિકાળે સૃષ્ટિની પ્રતીતિ થાય છે, ત્યારે જ્ઞાનની શરૂઆત થાય છે.

૮. પછી સૃષ્ટિ થઈ જ નથી એવું ભાન સતત રહે ત્યારે અજાતવાદનો નશો ચડે છે અને બ્રહ્મ પ્રત્યય ચાલુ રહે ત્યારે બ્રહ્મનિષ્ઠા થાય છે.

ઉપરના ક્રમ પ્રમાણે અજાતવાદમાં આવી શકાય છે. સૃષ્ટિ થઈ નથી છતાં સામાન્ય માણસને સાચી દેખાય છે તેનું કારણ માયા અથવા એક પ્રકારની ભૂલ છે, તે ભૂલ જોનારમાં છે. તે ભૂલનું સ્વરૂપ નીચે પ્રમાણે છે:—

૧. જે ખોટી હોય.

૨. સાચા જેવી લાગે.

૩. જેનાથી વ્યવહાર થાય.

૪. જે બીજી દશામાં બાધ પામે અથવા બીજા જ્ઞાનથી બાધ પામે અને—

૫. બાધ પામે છે માટે ખોટી છે.

એ બાબત સમજવી હોય તો સ્વપ્નાનું દૃષ્ટાંત અથવા ઘુવડનું અંધારું અથવા હાલમાં વાઈસરોયે કરેલો એક કલાકનો વધારો; એ બધા ખોટા બનાવ છે છતાં સાચા જેવા દેખાય છે. દૃષ્ટિ–સૃષ્ટિવાદમાં સમસ્ત જગત એટલે જગતના સમસ્ત

પદાર્થો પ્રાતિભાસિક છે. પ્રાતિભાસિક પદાર્થ જ્યારે જ્ઞાત થાય છે ત્યારે તેની સત્તા જણાય છે. અજ્ઞાન પ્રાતિભાસિકની સત્તા જ હોતી નથી. રજ્જુમાં અજ્ઞાત સર્પ કોઇ કાળે કોઇને ભય, ઉદ્વેગ કે વ્યાકુળતા ઉત્પન્ન કરી શકતો નથી. જ્યારે તે જ્ઞાત થાય છે ત્યારે પોતાનું કાર્ય કરી શકે છે. એ દૃષ્ટિ સૃષ્ટિવાદનું રહસ્ય છે. તેથી મૂર્ખને જગત દેખાય છે, જ્ઞાનીને દેખાતુ નથી પ્રપંચ હોય તો તેની નિવૃત્તિ થાય, પ્રપંચ ત્રણે કાળમાં નથી એવું જ્ઞાન થાય એ જ તેની નિવૃત્તિ છે.

જે માયિક છે તે સાચુ હોય તો જ્ઞાનથી તેની નિવૃત્તિ થાય નહિ. છીપમાં રૂપું નથી તેથી રૂપાનો અનુભવ એ પ્રમાજ્ઞાન નથી, તેમ બ્રહ્મમાં જગતનો અનુભવ એ પ્રમા નથી. ઇદંવૃત્તિમાં બ્રહ્મ આવવું જોઇએ તેને બદલે જગત આવે નો તે સ્વપ્નાની માફક જ્ઞાનનો આભાસ છે, જ્ઞાન નથી.

જ્ઞાન વસ્તુને ઉત્પન્ન કરતુ નથી. જ્યારે રૂપાની જગ્યાએ છીપ દેખાય ત્યારે છીપ ઉત્પન્ન થતી નથી. જ્યારે જગતને બદલે બ્રહ્મ દેખાય ત્યારે બ્રહ્મ ઉત્પન્ન થતું નથી. સાચી વસ્તુની ઉત્પત્તિ કે નાશ નથી અને કલ્પિત વસ્તુની ઉત્પત્તિ કે નાશ પણ બનતા નથી. સત્ વસ્તુનો સદા ભાવ છે અને અસત્ વસ્તુનો સદા અભાવ છે.

માયા કેવી છે એ ન સમજાય તેમાં માયાનું ભૂષણ છે. જો માયા બરાબર સિદ્ધ કરી શકાય તો એક ભગવાન અને બીજી માયા એવું દ્વૈત ઉત્પન્ન થાય અને તે દૂર થઈ શકે નહિ. છતાં શાસ્ત્રો ભૂલના પ્રકાર કેટલેક અંશે સમજી શકાય તેની રીતે જણાવે છે. એક ગુલાબના ફૂલનું દૃષ્ટાંત લઇને તેને નીચે પ્રમાણે પાંચ રીતે સમજાવી શકાય છે:—

૧. પ્રાતિભાસિક ભૂલનું દૃષ્ટાંત:–ગુલાબ પીળું છે, કમળાવાળાને તેવું દેખાય પણ છે.

૨. વ્યાવહારિક ભૂલ અથવા મોટી ભૂલ–ગુલાબ રાતું સામાન્ય માણસને એવું દેખાય છે.

૩. પારમાર્થિક ભૂલ-ભગવાન ગુલાબરૂપે થયા છે, વૈષ્ણવો એવું માને છે.

૪. મત્ય-ભગવાન ગુલાબરૂપે દેખાય છે.

૫. પૂર્ણ સત્ય-ભગવાન જ છે, ગુલાબ છે જ નહિ.

પહેલો પ્રકાર અને છેલ્લો પ્રકાર એ સામાન્ય માણસની દૃષ્ટિનો વિષય નથી

પહેલી દૃષ્ટિ કમળાવાળાની છે. તે તેનું દરદ દૂર થતાં દૂર થઈ જાય છે. બીજી દૃષ્ટિથી ગુલાબ રાતું દેખાય છે પણ વધારે વિચાર કરતાં તે દૃષ્ટિ ખોટી લાગે છે. કૂતરા કે બિલાડાને તે રાતું ન લાગતું હોય. તેથી માણસની દૃષ્ટિની ઉપર જવું જોઈએ. માણસની દૃષ્ટિની ઉપર જઈએ ત્યારે યોગીઓને વિજ્ઞાનમય કોશમાં એવું લાગે છે કે જાણે જગત ભગવાનમાંથી નીકળેલું છે અને તેમાં રહેલું છે; તેથી ભગવાન ગુલાબરૂપે થયા છે. એ વિચાર પણ આનંદમય કોશમાં જતો રહે છે. ત્યાં બધું મધની માફક એક રસરૂપ છે.

મહર્ષિ કહે છે કે જગત સ્વસત્તાથી રહેતું નથી. જગત કહેતું નથી કે હું છું. બ્રહ્મભાવમાં ભેદ બનતો નથી. વાયુ નિસ્પંદ હોય ત્યારે વાયુ મટી જતો નથી અને સ્પન્દનવાળો હોય તેથી દ્વિતીયત્વ થતું નથી

અજાતવાદનો સિદ્ધાંત એવો છે કે:—

**आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा।**

જે પહેલાં નથી, પછી નથી તે વચમાં પણ નથી. સ્વપ્ન આવ્યા પહેલાં નથી, પૂરું થયા પછી નથી તો વચમાં પણ સાચું નથી

મહર્ષિ કહે છે કે સોનાના કટકામાં અને સોનાના ઘાટમાં વસ્તુ એક જ છે સ્વપ્નમાં ઘણું દેખાય તો એ ખરી વસ્તુ એક જ છે. જાગૃતમાં પણ દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એક જ છે. સ્વપ્નમાં હું-તું-તે બધું એક છે, જાગૃતમાં પણ હું-તું-તે બધું

એક જ છે. ખોટો હું બીજા હુંને તું કહે છે. એ માણુસોની માયા છે, અજ્ઞાન છે. સ્વપ્નામાં જે જડ દેખાય છે તે અને જે ચેતન દેખાય છે તે એક જ છે. જાગૃતમાં પણ એવું છે. જે સુખ એકમાં મળે છે તે ભેદદૃષ્ટિથી મળતું નથી. એકનું જ્ઞાન સુખકારક છે, તેથી એક જ સત્ય છે.

સ્વપ્નામાં તમે બીજા બની જાઓ છો. તે બીજા તમે છો એમ માનો છો ? તે તમે હો તો જાગો છો ત્યારે તે કયાં જાય છે ? તે તમે નથી, તેમનું વાસ્તવ સ્વરૂપ (અધિષ્ઠાન) તમે છો ?

બધી વિધાનો ઉદ્દેશ અહંકારને મારવા માટે છે. અહંકારને મારવા માટે રાજા કાયદા ઘડે છે અને જ્ઞાની ઉપદેશ આપે છે. તેથી શાસ્ત્રમાં તમોગુણી માણુસને સુધારવા માટે લડાઈ જેવા ભયાનક સાધનની જરૂર માનેલ છે, રજોગુણીને માટે રોચક વાકયો કહેલ છે અને સત્ત્વગુણી માટે એમ કહેલ છે કે 'તું પોતે જ બ્રહ્મ છે, એ સિદ્ધાંતમાં નિશ્ચય કરી લે.'

જેમ ભૂખ્યા માણુસને અન્ન વગર ચાલતું નથી તેમ સત્ત્વગુણી માણુસોને અજ્ઞાનમાંથી નીકળવા માટે તીવ્ર જિજ્ઞાસા રહે છે.

એક માણુસે મહર્ષિને એવો પ્રશ્ન પૂછયો કે આપણાં કરેલાં કર્મ આપણે બીજા જન્મમાં ભોગવવાં પડે કે નહિ ? મહર્ષિએ પૂછયું કે–તમે હાલમાં જન્મ્યા છો ? જો વાસ્તવમાં હાલમાં તમારો જન્મ થયો નથી તો બીજા જન્મનો વિચાર શા માટે કરો છો ? ખરી રીતે કર્મ નડતાં નથી પણ 'મેં કર્યું' એ ભાવ નડે છે. તેથી કર્મ કરવાનો કે કર્મના ત્યાગનો વિચાર ખોટો છે. કોણ કર્મ કરે છે ? તેનો વિચાર કરો.

બીજા એક માણુસે મહર્ષિને પૂછયું કે સાધુઓ માણુસો સાથે મળી જઈને તેમને સુધારે તો સારું. મહર્ષિએ કહ્યું:— જ્ઞાનીની દૃષ્ટિમાં બીજા નથી, તેથી બીજા સાથે મળવાનું કામ રહેતું નથી.

ત્રીજા કોઈએ પૂછયું કે:—આપણે દેશનું અભિમાન ર.

દેશની સેવા ન કરવી જોઇએ ? મહર્ષિએ કહ્યું કે—પહેલાં તમે જેવા છો તેવા થાઓ. તેમાં જ બધું તત્ત્વ છે અને સુખ છે. બીજી જાતના થવામાં અહંકાર ઘૂસી જશે. તમને લાગે છે કે તમારી શક્તિથી જગતને જીતી શકાશે પણ જ્યારે તમે અંદર આત્મા તરફ વળશો ત્યારે જણાશે કે તમારા કરતાં એક મોટી સત્તા બધે કામ કરી રહેલ છે.

મહર્ષિની બધી વાતોમાં એક બાબત મુખ્ય રીતે આગળ તરી આવે છે અને તે એ છે કે પોતે અદ્વૈતભાવ એક ક્ષણ પણ વીસરતા નથી. તેમના બધા જવાબ અદ્વૈતના અનુભવને અનુસરતા આવે છે, તેથી તેમની નિષ્ઠાનું પ્રમાણ તરત મળી શકે છે.

મહર્ષિની વાણી એ અનુભવની વાણી છે. તે વાણીમાં અનુભવનું જોર જણાઇ આવે છે. ખરા જિજ્ઞાસુના કાન વીંધીને તેના હૃદયમાં તે ઊતરી જાય છે.

એક વખત કોઈએ પૂછયું કે—માંડુક્ય ઉપનિષદના અલાતશાંતિ પ્રકરણમાં આત્મધર્મો આદિ શાન્તાઃ, અનાવરણાઃ અનુત્પન્નાઃ નિત્ય નિશ્ચય સ્વરૂપાઃ એમ બહુ વચન કેમ વાપરેલ છે ?

મહર્ષિ—ઉપાધિભેદથી એવું જણાય છે.

પ્રશ્ન—ત્યાં એમ પણ કહેલું કે જો જરા પણ વૈધર્મ્યભાવ રહેશે તો અસંગપણું સિદ્ધ થશે નહિ અને આવરણભંગ થશે નહિ. ત્યાં વૈધર્મ્યતાનો અર્થ શો છે ?

મહર્ષિ—ત્યાં વૈધર્મ્યતા એટલે પરિચ્છિન્નભાવ સમજવાનો છે. જો ભગવાન જ જોઈએ તો તે સદા હાજર છે. જ્યાંસુધી જગત મિથ્યા નહિ લાગે ત્યાંસુધી જગતના વિચાર આવ્યા કરશે. રજ્જુ-સર્પમાં સર્પ જણાય છે ત્યાંસુધી રજ્જુ પ્રત્યક્ષ થતી નથી. જે મન જગતને બનાવે છે તે જગતને ખોટું માની શકશે નહિ. એવું જેમ સ્વપ્નામાં બને છે તેમ જાગૃતમાં પણ બને છે. મન વગર જગત નથી. ઊંઘમાં મન નથી તો જગત નથી. તેથી મનથી કલ્પેલ જગતનો વિચાર કરવાની જરૂર નથી. જે નિત્ય

નિવૃત્ત છે તેનો વિચાર જરૂરનો નથી. હજામ માથા ઉપરના વાળ કાતરી નાખે છે. તે પછી તે ગણુતો નથી કે તેમાં કેટલા કાળા છે અને કેટલા ધોળા છે, કારણુ કે બધા ફેંકી દેવાના છે. તેવી જ રીતે કલ્પિત વસ્તુઓ કેટલી છે તે ગણુવાની જરૂર નથી.

રજ્જુમાંથી સર્પ કાઢવા માટે સર્પને મારવો પડતો નથી, તેવી જ રીતે મનને મારવાની જરૂર પડતી નથી. મનનો અત્યંતાભાવ જાણુવાથી તે જતું રહે છે. દ્રષ્ટા, દશ્ય વગરનો જે દેશકાળથી રહિત અનુભવ છે તે જ સાચો અનુભવ છે.

મહર્ષિ કહે છે કે આપણુને જ્યારે સ્વપ્નું આવે છે ત્યારે ઘણુા આકાર દેખાય છે. તેમાં પણુ અનેક પ્રકાર હોય છે. છતાં તેમાં એક રૂપને મારું માનીએ છીએ અને તે હું છું એમ માનીએ-છીએ. આપણે જો સ્વપ્નાના કર્તા છીએ તો તેમાં રહેલા બધા રૂપના કર્તા છીએ અને પોતાના રૂપના પણુ કર્તા છીએ. જેને સ્વપ્નું આવ્યું છે તે બધા રૂપને સાચા માને છે. તે બધા જુદા જુદા છે એમ પણુ માને છે. વળી પોતાને બીજાથી જુદો માને છે. પોતે, બીજાં રૂપ, સ્વપ્નાનો કર્તા વગેરે બધા એક જ છે એમ જાણુતો નથી. જાગ્યા પછી તેને ખબર પડે છે કે એ બધું પોતે જ હતો. તેવી જ રીતે જ્ઞાની પુરુષ જાણે છે કે આ જગત ઉત્પન્ન થયું નથી. જે કાંઈ છે તે એક અખંડ સ્વરૂપ છે.

એક દિવસ કેટલાક જિજ્ઞાસુઓને મહર્ષિ સાથે નીચે પ્રમાણે પ્રશ્ન-ઉત્તર થયા હતા:—

પ્રશ્ન—ઈશોપનિષદમાં કહેલું છે કે જગતમાં જે કાંઈ જગત છે તે ઈશ્વરથી આચ્છાદન કરવા યોગ્ય છે, તેથી ત્યાગથી ભોગવ, કોઈના ધનની ઈચ્છા કર નહિ. એ મંત્રમાં ત્યાગનો અર્થ શો છે ? જો બધું ઈશ્વરરૂપ છે તો ત્યાગ શાનો કરવો ?

ઉત્તર—બધું ઈશ્વરરૂપ છે એ સિવાયના જ્ઞાનનો ત્યાગ કરવો એટલે કે અજ્ઞાનનો ત્યાગ કરવો અથવા ભેદનો ત્યાગ કરવો.

પ્રશ્ન—જે આપણુાથી જુદું દેખાય છે તેને જગત કહે છે, જ્યારે તે જ વસ્તુ જુદી ન દેખાય ત્યારે તેને બ્રહ્મ કહે છે.

ઉત્તર—એમ જ છે.

પ્રશ્ન—તેમ છતાં પોંડીચેરીમાં શ્રી અરવિંદના આશ્રમમાં સ્વગત ભેદ માને છે એટલે કે જેમ એક ઝાડમાં પાંદડાં, ફૂલ ફળ વગેરે એકમાં રહેલાં છે તેમ બ્રહ્મમાં સ્વગત ભેદરૂપે જગત રહેલું છે પણ જો બીમાથી ઝાડ થાય તો બીનું ઝાડ થયા પછી મૂળ બી મળતું નથી તેમ જગત થયા પછી ભગવાન મળે નહિ.

ઉત્તર—બીમાથી જેમ ઝાડ થાય છે ત્યારે જેમ બી મળતુ નથી તેવી રીતે બ્રહ્મમાંથી જગત થયું નથી. બીની શક્તિ જ ઝાડ રૂપે દેખાય છે, બીનું સ્વરૂપ જેમનું તેમ રહે છે.

પ્રશ્ન—તેમ હોય તોપણ સ્વગત ભેદ રહેશે.

ઉત્તર—સ્વગત ભેદ વાસ્તવમાં નથી. બધું દૃશ્ય દ્રષ્ટામાં છે. સ્વપ્નમાં જેમ બધું દૃશ્ય દ્રષ્ટામાં છે તેમ જાગૃતમાં પણ બધું દૃશ્ય દ્રષ્ટામાં છે. દ્રષ્ટા ઠીક થયો એટલે દૃશ્ય રહેશે નહિ. સુષુપ્તિમાં સ્વગત ભેદ નથી. જો સ્વગત ભેદ સાચો હોય તો સુષુપ્તિમાં પણ મળવો જોઇએ.

પ્રશ્ન—ઈશોપનિષદમાં ત્રીજા મંત્રમાં કહેલું છે કે तदेजति तन्नैजति એટલે કે બ્રહ્મ ચાલે છે અને બ્રહ્મ ચાલતું નથી. તો એ બે વિરુદ્ધ ધર્મ બ્રહ્મમાં શી રીતે આવ્યા ?

ઉત્તર—નિષ્ક્રિય ધર્મ એ સ્વરૂપનો ધર્મ છે. સક્રિયધર્મ સાપેક્ષભાવે જણાય છે.×

---

× ઇશોપનિષદ્ એ બધાં ઉપનિષદોની શરૂઆતમાં કેમ મૂકવામાં કેમ મૂકવામાં આવેલું છે તે અમને બરાબર સમજાતુ નથી. શ્રી રામચંદ્રજીએ હનુમાનજીને કહેલું છે કે 'બધાં ઉપનિષદમાં માંડુક્ય ઉપનિષદ શ્રેષ્ઠ છે; તે ન સમજાય તો બીજાં ઉપનિષદ જોવાં' સગવડની ખાતર એમ-માની શકાય કે સાધારણ માણસોને સૃષ્ટિ-દૃષ્ટિવાદ સમજવો વધારે સહેલો પડે છે. તેથી શરૂઆતના બે ઉપનિષદ ઈશ અને કેનમાં સૃષ્ટિ-દૃષ્ટિવાદ છે. કઠમાં અને મુંડકમાં દૃષ્ટિ-સૃષ્ટિવાદની શરૂઆત છે માંડુક્યમાં દૃષ્ટિ-સૃષ્ટિ વાદનું જોર ત્રણ અવસ્થાના વિચારદ્વારા સારી રીતે બતાવેલું છે. તે પછીનાં

પ્રશ્ન—આપણી પૃથ્વી સ્થિર દેખાય છે, પણ સૂર્ય ઉપર જઈને જોઇએ તો સૂર્યની આસપાસ પૃથ્વી ફરતી દેખાય છે. તેનું નિર્ગુણ અને સગુણ વિષે સમજવું ?

વચમાં મેજર ચેડવીકે કહ્યું કે–' પૃથ્વી ઉપરથી પૃથ્વી સ્થિર દેખાશે અને સૂર્ય ચાલતો દેખાશે અને સૂર્ય ઉપરથી સૂર્ય સ્થિર દેખાશે અને પૃથ્વી ચાલતી દેખાશે. હાલમાં પ્રોફેસર આઇન્સ્ટાઇને ગણિતથી એવું સિદ્ધ કરી આપેલું છે કે જે જગ્યા ઉપર આપણે હોઇએ તે ચાલતી લાગશે નહિ અને તે વખતે બીજી ચાલતી લાગશે, તેથી બન્ને સાપેક્ષ છે.'

પ્રશ્ન કરનાર—એ વાત સાચી લાગે છે. માંડુક્ય ઉપનિષદની અંદર એમ કહેલ છે કે એ એક અપૂર્વ સ્થાન ધર્મ છે. એવા સ્થાન ધર્મથી સાપેક્ષ ધર્મ જણાય છે. તેવી જ રીતે જીવ જ્યારે પોતાને ભગવાનથી જુદો માને ત્યારે ભગવાન સગુણ લાગશે અને પોતાને જુદો નહિ માને ત્યારે ભગવાન નિર્ગુણ લાગશે.

મહર્ષિ—દ્રષ્ટાનો વિચાર છોડીને કાંઈ સિદ્ધ થઈ શકશે નહિ અને દ્રષ્ટાના વિચારમાં બધું દૃશ્ય સમાઈ જાય છે. બ્રહ્મ સિવાય બીજું દેખાય તેનું કારણ જોનારની ખોટી દશા છે.

પ્રશ્ન કરનાર—એ વાત સાચી છે. સ્વપ્નામાં અનુભવથી એ બાબતની ખાતરી થઇ શકે છે. જાગૃતમાં પણ એવું જ છે.

દક્ષિણમાં એવું એક દૃષ્ટાંત પ્રચલિત છે કે કોઇ કામની શરૂઆતમાં કોઇએ ગણપતિનું પૂજન કરવાનો વિચાર કર્યો. ગણપતિની મૂર્તિ ન મળવાથી તેણે એક ગોળનો પિંડો મૂકી તેને ગણપતિ માનીને તેમાં ગણપતિનું આહ્‌વાન કર્યું. પછી ગણપતિને નૈવેદ્ય ધરવા માટે કાંઇ ન મળ્યું એટલે તે ગોળના ગણપતિમાંથી થોડોક ગોળ લઈને તે જ તેને ધર્યો. એ દૃષ્ટાંત

---

ઉપનિષદોમાં એટલે તૈત્તરિયથી બૃહદારણ્યક સુધીમાં કોઇ જગ્યાએ સૃષ્ટિ-દૃષ્ટિવાદ છે અને કોઈ જગ્યાએ દૃષ્ટિ-સૃષ્ટિવાદ છે. અધિકારીભેદે બન્નેની જરૂર છે શ્રી અરવિંદને ઈશાઉપનિષદ બહુ ગમે છે અને શ્રી મહર્ષિને માંડુક્ય ઉપનિષદ બહુ ગમે છે.

આપીને મહર્ષિ સમજાવતા હતા કે માણસ પહેલાં અહંકારથી બ્રહ્મથી જુદો થાય છે, પછી તે જ અહંકાર ભગવાનનું શરણ લે છે. પણ પોતાને જુદો ન કરે તો શરણભાવની જરૂર નથી ગોળના ગણપતિમાંથી ગોળ ઓછો કરવાથી તેની કિંમત ઓછી થાય છે; માટે બધું અભિન્ન છે એમ સમજવાની ટેવ પાડવી અને તેમાં નિષ્ઠા રાખવી.

એક માણસે શ્રી રમણાશ્રમમાથી જતી વખતે મહર્ષિને કેટલાંક ફળ ધર્યાં એટલે મહર્ષિએ કહ્યું કે આ ગોળ પણ તે ગણપતિનો છે એ સાંભળીને સૌ હસવા લાગ્યા.

## ૧૯ : પરમહંસદશા

આત્મનિષ્ઠાવાળી દશાને પરમહંસદશા કહે છે. તેને જ જીવન્મુક્તિ અથવા સ્થિતપ્રજ્ઞદશા અથવા ગુણાતીતદશા કહે છે. હાલમાં પરમહંસ શબ્દ સામાન્ય થઈ પડેલો છે પણ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં એ સ્થિતપ્રજ્ઞની દશા છે. શ્રીરામકૃષ્ણ પરમહંસ કહેવાતા હતા. પરમહંસો માટે બહારનો આચાર સ્વાભાવિક રીતે સારો રહે છે પણ આત્મામાં નિષ્ઠા એ પરમહંસોનું મુખ્ય લક્ષણ છે.

શ્રી રામકૃષ્ણ પરમહંસ એમ કહેતા હતા કે માયાની જાળમાં ન પકડાવા માટે કાં તો (તેમના શિષ્ય) નાગમહાશયના જેવા બહુ નાના માછલાં જેવુ થવું એટલે દીન થવુ અથવા સ્વામી વિવેકાનંદના જેવા બહુ મોટા માછલા જેવું થવુ એટલે પોતાને અને સર્વને બ્રહ્મરૂપે જોતાં શીખવુ. બન્ને જાતનાં માછલાં માયાની જાળમાં પકડાતાં નથી. પહેલો ભક્તિનો માર્ગ છે, બીજો જ્ઞાનનો માર્ગ છે. મહર્ષિનો માર્ગ એ જ્ઞાનમાર્ગ છે.

કોઇ પણ અવસ્થા અથવા પરિસ્થિતિથી આત્મજ્ઞાનમાં સંશય ન થાય અને વિપરીત ભાવના ન થાય તો જ્ઞાનમાં નિષ્ઠા થાય છે. તેથી જ્ઞાની પુરુષોએ કર્મ કરવાં જ જોઇએ એ વાત

વધારે ઉપયોગી નથી. કર્મ વખતે કેવો ભાવ રાખવો તે વાત વધારે જરૂરની છે.

કર્મ થાય કે ન થાય તોપણુ કેવળ એક જ વસ્તુ રહે છે, એ વાત પહેલાં નક્કી કરી લેવાની જરૂર છે. એ ભાવ જ્યારે કર્મ વખતે પ્રગટ રહે છે ત્યારે કર્મ વખતે પણુ બ્રહ્મની દિવ્ય શક્તિનો કાંઇક પરિચય જરૂર થાય છે. તેથી આત્મનિષ્ઠાવાળાના વ્યવહારમાં જે આત્મતત્ત્વ નિત્ય પ્રાપ્ત છે તેનો પરિચય મળે છે. તેથી પ્રાપ્તની પ્રાપ્તિની જાગૃતિ નિરંતર ( એટલે અંતર વગર ) રહેવી જોઈએ.

જેઓ સ્થિતપ્રજ્ઞ છે તેમના વ્યવહારમા દ્વૈતની ભાવના મળતી નથી તેમને નિરંતર એવી શાંતિ રહે છે કે બ્રહ્મનું વિસ્મરણુ બનતુ નથી. બધે વખતે બધા રૂપથી તે પ્રાપ્ત રહે છે. તેની પ્રાપ્તિ પ્રયત્નસાધ્ય નથી. તે સિદ્ધ છે. જે સિદ્ધ છે તે પ્રગટ રહી શકે છે અને બીજાને તેનો પરિચય મળે છે.

આવી દશામાં નીચે પ્રમાણે ૫ પ્રયોજન સિદ્ધ થાય છે

૧. જ્ઞાનરક્ષા
૨. સ્વાભાવિક તપ.
૩. વિસંવાદનો અભાવ.
૪. દુઃખનો અભાવ.
૫ આનંદનો સતત અનુભવ.

વિદેહમુક્તિ એ ઉધારનો વેપાર છે, જીવન્મુક્તિ એ રોકડનો વેપાર છે.

તેથી આત્મલક્ષી બનીને રહેવુ જોઇએ. જો જ્ઞાન પ્રમાણે જીવન નહિ થાય તો જીવન પ્રમાણે જ્ઞાન થઈ જશે. દ્વૈતનું અવલંબન લેવાથી ચિત્તવૃત્તિમાં બીજી વસ્તુના ગુણને અનુસાર ચેતના પ્રાપ્ત થશે અને તે વખતે નવીન કર્તવ્યજ્ઞાને ઉત્પન્ન થતાં જે ઇંદ્રિયોની ક્રિયા જન્ય લાગે છે તેનેજ પરધર્મ કહે છે. જ્યાં સુધી હું અને બીજા દેખાય છે ત્યાં સુધી બદ્ધ પ્રવૃત્તિ

વધારવાથી ખરું અજ્ઞાન વધે છે. જ્યારે હું અને બીજા જેવું દ્વૈત દેખાતું નથી ત્યારે થોડી પ્રવૃત્તિથી પણ ઘણું સારું કામ થાય છે. લોકનિંદા અથવા સમાજની ટીકાના ભયથી સત્યની મર્યાદાનું ઉલ્લંઘન થવું ન જોઈએ. દૃઢ વિશ્વાસમાં પરમાત્મા સુલભ છે. ઇષ્ટ વસ્તુનું નિરૂપણ એ જ પ્રથમ કર્તવ્ય છે અને શેષ કર્તવ્ય છે તેથી જે આધાર રૂપથી પ્રાપ્ત છે તેને અનુસાર વર્તવાનું વ્રત લેવું જોઇએ. તેવા વ્રતથી જો નહિ રહેવાય તો અહંકાર પ્રગટ રહેશે અને આધાર અનુભવમાં રહેશે નહિ.

જ્યાં બીજાનુ ભાન પણ ન રહે તે જ શાન્તિપદ છે. જે ચેતનાથી જે કાર્યનો આરંભ થશે તેનું આચરણ તે ચેતનાનું પ્રમાણ છે. ધારણામાં બીજાની શૂન્યતા રહેવી જરૂરી છે પૂર્ણ સદા પૂર્ણ છે.

દૃઢ અપરોક્ષ જ્ઞાનવાળા પરમહંસને કર્તવ્યબુદ્ધિથી કર્તવ્ય નથી છતાં સહજ ભાવે જે કર્મ પ્રારબ્ધયોગે આવે તે ઇચ્છા વગર અગર બીક વગર કરી શકે છે. જેમ કપૂર બાળીએ તો અગ્નિ અને કપૂર બન્ને અદૃશ્ય થઇને નવી દશા ધારણ કરે છે તેવી જ રીતે બ્રહ્મભાવે થતાં કર્મ બ્રહ્મદશામાં એકતા પામી જાય છે. ગીતામાં કહેલા ब्रह्मार्पणं ब्रह्मद्दविः નો એ જ અર્થ છે.

આવા પરમહંસને કર્મ કરવાનું બંધન નથી તેમ કર્મ ન કરવાનું પણ બંધન નથી, છતાં પોતે સદાચારમાં રહી વર્તે છે. તેમાં જેઓ અવધૂત કોટીના હોય છે તેઓ ઉપદેશ આપતા નથી. તેમનું જીવન વૈરાગ્યનો બોધ કરે છે. તેમની નિષ્ઠાથી પાસે બેસનારને અસર થયા કરે છે. દૂરના ભાવિક જનોને પણ તેની અસર થાય છે. જેઓ આચાર્ય કોટીના હોય છે, તેઓ ઉપદેશ આપે છે. તેમનું જીવન લોકોને અભ્યાસ કરાવવામાં ઉપયોગી છે.

સ્વરૂપમાં જે સ્વયંસિદ્ધપણું છે તેને જ પ્રકૃતિ–પુરુષની એકતા કહે છે. જ્યાં ભેદ નથી ત્યાં સ્વરૂપનો અનુભવ છે. એ અનુભવને પ્રકૃતિ–પુરુષની એકતાની સંજ્ઞા મળે છે. આકારવાળી

વસ્તુમા ભેદ બને છે નિરાકારમા ભેદ કે અભેદ બનતો નથી એવુ સમજવામા ભેદનો નિષેધ થાય છે અને અભેદ તો સિદ્ધ જ છે.

શ્રુતિમા જે નિષેધવાક્યો છે તે શરૂઆતમા પ્રપચમા અનાત્માની સત્તાનો નિષેધ કરે છે એ દશામા ભક્તોનુ જીવન શરૂ થાય છે પછી જ્યારે માડુક્ય ઉપનિષદની શ્રુતિ જેવી શ્રુતિ પ્રપચના સ્વરૂપનો નિષેધ કરે છે ત્યારે જ્ઞાનીનુ જીવન શરૂ થાય છે અપ્રાપ્તનો નિષેધ થાય નહિ પણ કલ્પિત પ્રાપ્તવત્ છે તેનો નિષેધ બની શકે છે

સાક્ષાત્કાર થયા પછી નથી પ્રમાણ રહેતુ કે નથી પ્રમાતા રહેતો લક્ષ્યનો સ્વભાવ જ એવો છે કે તે અનાત્માની અવસ્થિતિને સહન કરી શકતો નથી તેથી એમ ન સમજવુ કે અવિદ્યા જેવી કોઇ વસ્તુ છે અને તે વિદ્યાથી નિવૃત્ત થાય છે અવિદ્યા પહેલેથી જ નિવૃત્ત હતી પણ તેની હયાતિ માની લીધી હતી ફરીથી વિચારથી નિવૃત્તની નિવૃત્તિનો નિશ્ચય થયો ઇદ તા ભ્રમથી કલ્પિત છે ઇદ રૂપથી કાઇ એવુ નહિ સર્વ અહ રૂપ, સત્તા–સ્ફૂર્તિરૂપ છે પ્રતીતિ સતની જ થાય છે, નામરૂપની પ્રતીતિ થતી નથી. અધ્યાસ થઇ શકે છે, પણ પ્રતીતિ બ્રહ્મની જ થાય છે અસતની પ્રતીતિ થાય તો સસલાના શિગડાની પણ પ્રતીતિ થવી જોઇએ

નિષ્ઠાવાળા મ તપુરુષો અથવા પરમહસો કેવી રીતે વ્યવહાર કરે છે તેનુ સ્વરૂપ સમજાવવા માટે મહર્ષિએ કેટલાક શ્લોક યોગવાસિષ્ઠમાથી ચૂટેલા છે તેનો અર્થ નીચે પ્રમાણે છે –

૧ હે રામ ! પૂર્ણ દૃષ્ટિનો આધાર લઈને, બધી ઇચ્છા છોડીને, જીવન્મુક્ત અને સ્વસ્થ થઇને લોક વ્યવહારમા વિચરો

૨ અ દર બધી આશાથી મુક્ત, રાગથી મુક્ત, વાસનાથી મુક્ત થઈ બહારથી બધા કામ કરતા લોકવ્યવહારમા રહો

૩ ઉદાર વૃત્તિ રાખીને, વિનયી થઇને, અ દર સર્વત્યાગી થઈને લોકવ્યવહારમા રહો

૪ બધી ભૂમિકા અને જીવનના બનાવો ક્ષણિક છે એમ

સમજી, બ્રહ્મમાં સ્થિતિ કરી લોકવ્યવહારમાં વિચરો.

૫. અંદર નિરાશાપણું રાખી, બહારથી બીજાના હિતમાં રહેતા હોય તેવું રાખી, અંદર શાંત, બહાર કરણામય થઇ લોકવ્યવહારમાં રહો.

૬. બહાર કર્મમાં જાણે કે જોડાયેલા હોય તેવા, અંદરથી બધા આરંભથી રહિત, બહાર કર્તા, અંદરથી અકર્તા થઇ લોકમાં રહો.

૭. બધા ભાવનું અધિષ્ઠાન જાણી, તે દૃષ્ટિ સ્થિર કરીને લોકમાં રહો.

૮. કૃત્રિમ ઉલ્લાસ અને હર્ષવાળા, કૃત્રિમ ઉદ્વેગવાળા અને કૃત્રિમ આરંભવાળા અને ક્રિયાવાન થઈ લોકમાં રહો.

૯. અહંકારથી રહિત થઈ, મનમાં અત્યંત શાંતિ રાખી આત્મભાવથી તેજસ્વી થઈને, દોષથી અસંગ રહીને જગતમાં વિચરો.

૧૦. અનેક આશારૂપી પાશથી મુક્ત થઈ, બધી વૃત્તિઓમાં સમ થઈ, બહાર પ્રકૃતિના કાર્યમાં રહી લોકમાં વિહાર કરો.

ગીતામાં બીજા અધ્યાયમાં જે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ આપેલાં છે અને ચૌદમા અધ્યાયમાં ગુણાતીતનાં લક્ષણ આપવામાં આવેલાં છે તે ઉપરની દશાને મળતાં જ છે. શ્રીમદ્ ભાગવતમાં મુખ્યત્વે એવા પરમહંસોની કથા આપેલી છે તેથી શ્રીમદ્ ભાગવત એ પરમહંસોની સંહિતા કહેવાય છે. તે બધામાં મુખ્ય પરમહંસ શ્રીકૃષ્ણ પરમાત્મા છે. જ્યારે શ્રીકૃષ્ણને કંસ પાસે મોકલવા માટે નારદજી તેમની પાસે આવેલા છે ત્યારે નારદજી તેમની સ્તુતિ કરતાં કહે છે કેઃ–હે દેવ ! આપ વિશુદ્ધ વિજ્ઞાનઘન છો, આપ પોતાના સ્વરૂપમાં સ્થિત રહો છો. તેથી આપને સંપૂર્ણ પદાર્થ પ્રાપ્ત છે, આપની ઇચ્છાશક્તિ અમોઘ છે, આપના તેજથી આ ગુણ પ્રવાહરૂપ સંસાર સદા બાધિત છે એવા આપ ભગવાનને હું શરણે છું.

શ્રીમદ્ ભાગવતના બીજા એક પરમહંસ શ્રીશુકદેવજી છે,

પરમહંસો નિજ-લાભ-તુષ્ટ થઈને રહે છે એટલે કે પોતાના આનંદમાં મસ્ત રહી કાર્યો કરે છે. શુકદેવજીની પણ એવી દશા હતી. તેમણે પરીક્ષિત રાજાને જ્યારે બોધ આપવો શરૂ કર્યો. (૨-૧-૭) ત્યારે કહ્યું કે. હે રાજન્ ! જે મુનિજન નિર્ગુણ ભાવમાં સ્થિત થઈને વિધિનિષેધથી પર થઈ ગયા હોય છે તે પણ ઘણું કરીને શ્રીહરિના ગુણગાનમાં રમણ કર્યા કરે છે. હું નિર્ગુણ બ્રહ્મમાં નિષ્ઠાવાળો હોવા છતાં પુણ્યશ્લોક ભગવાનની લીલાથી આકર્ષિત થઈ શ્રીમદ્‌ભાગવતરૂપી જે આખ્યાન ભણ્યો તે તમને કહી સંભળાવું છું. વળી શુકદેવજી પાંચમા સ્કંધની શરૂઆતમાં પરીક્ષિત રાજાને કહે છે કે, જેનું ચિત્ત ભગવાનમાં આસક્ત છે તે ગમે તેવાં વિઘ્ન આવે તો પણ પરમહંસોને પ્રિય એવી શ્રીવાસુદેવ ભગવાનની કથારૂપ પરમ કલ્યાણમય પંથને કદી છોડતા નથી.

પાંચમાં સ્કંધમાં બે પરમહંસોની વાત આવે છે. એક ઋષભદેવજી છે. તે જ્ઞાની પરમહંસ કહેવાતા હતા. તેમને અનિચ્છા પ્રારબ્ધ રહેતું હતું. તેમને કોઈ જાતની ઈચ્છા રહેતી નહોતી. બીજા જડભરત ભાગવત પરમહંસ કહેવાતા હતા. તે પરેચ્છા પ્રારબ્ધથી રહેતા હતા જ્યાં ભગવાનની ઇચ્છા લઈ જાય ત્યાં જવાને તૈયાર રહેતા હતા. એમ કરતાં રહુગણ રાજાની પાલખી ઉપાડવાનું તેમનુ પ્રારબ્ધ આવ્યુ અને રહુગણે જ્યારે જડભરતને ધમકાવીને બોધ આપવા માંડયો ત્યારે જવાબમાં જડભરત કહે છે કે 'હે વીર! હું કે જે મત્ત, ઉન્મત્ત અને જડની સમાન પોતાની સ્થિતિમાં રહેવાવાળો છુ તેને દંડ દેવાથી તારો શો અર્થ સિદ્ધ થશે ? અને જો હું (તારી દષ્ટિમાં) વાસ્તવમાં મૂર્ખ અને પ્રમાદી છુ તો પણ તારી શિક્ષા ભૂકાનો ભૂકો કરવાની માફક નિરર્થક છે.'

આપણા દેશમાં કેટલાક આવી પરમહંસ દશા સમજતા નથી, તેથી પરમહંસ હમેશાં આળસુ હોય એમ માની બેસે છે પણ તેમાં મોટી ભૂલ છે. આળસુ માણસોની અંદર આત્માની

જાગૃતિ હોતી નથી. પરમહંસોમાં આત્માની જાગૃતિ સારી હોય છે એટલું જ નહિ પણ તે સ્થિતિવાળા અને નિષ્ઠાવાળા હોય છે. જેઓની નિષ્ઠા થતી નથી અને જેઓમાં ભેદબુદ્ધિ રહી જાય છે તેઓ જયવિજયની માફક વૈકુંઠમાંથી પણ પડે છે. જ્યારે સનકાદિક વૈકુંઠમાં પ્રવેશ કરતા હતા અને જય-વિજયે તેમને અટકાવ્યા ત્યારે સનકાદિ મુનિઓએ તેમને કહ્યું કે:-જેની બગલમાં સંપૂર્ણ બ્રહ્માંડ સ્થિત છે એ સર્વાત્મા હરિથી અહીં રહેવાવાળા જ્ઞાની પુરષ મહાકાશને ઘટાકાશની માફક પોતાનો કાંઇ ભેદ-રાખતા નથી છતાં તમે એ પ્રભુના વિષયમાં અહીં ભેદભાવ જન્ય ભય કેમ રાખો છો ? તમે વૈકુંઠમાં રહેવા લાયક નથી તેથી તમે અહીંથી નીકળી પાપમય લોકમાં જાઓ કે જ્યાં ભેદબુદ્ધિના દોષરૂપ કામક્રોધ અને લોભરૂપી શત્રુ રહે છે.

સાતમા સ્કંધમાં એક નાની ઉંમરના પરમહંસ પ્રહ્‌લાદની કથા આવે છે. તેનું વર્ણન આપતાં શુકદેવજી કહે છે કે, તે કોઈ આપત્તિથી ગભરાતા નહોતા અને સાંભળેલા અને જોયેલા બધા વિષયોને મિથ્યા સમજી તેની ઇચ્છા કરતા નહોતા. તેમનું ચિત્ત શ્રીકૃષ્ણમાં એવું રંગાઇ ગયું હતું કે આ જગત છે એવું તેમને લાગતું નહોતું. તેમને શિક્ષક બીજું શિખવાડે તોપણ તે શીખતા નહોતા. ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થમાં તેમનું મન જતું નહોતું. તે એમ માનતા હતા કે એ વિદ્યા તો વિષયી પુરુષો માટે છે. હાલના માણસો ફી ખરચીને એ વિદ્યા ખુશીથી ભણે છે. પ્રહ્‌લાદનું ચિત્ત અનિર્વાચ્ય સર્વાત્મા ભગવાન પરબ્રહ્મમાં એવું લીન હતું કે જેમ પુણ્ય વગરના માણસના બધા ઉદ્યોગ નિષ્ફળ જાય છે તેમ તેના પિતાએ તેના ઉપર કરેલા બધા પ્રહાર નિષ્ફળ ગયા.

પ્રહ્‌લાદ પણ જડભરતની માફક ભાગવત પરમહંસની કોટીના હતા. તે ઉપરામ વૃત્તિથી રહેતા હતા. શ્રીનરસિંહ ભગવાનની સ્તુતિ કરતાં તે કહે છે કે:-સત્ત્વ વગેરે ગુણ, ગુણના પરિણામરૂપ મહતત્ત્વ વગેરે અને દેવતા અને મનુષ્ય સહિત

મન, બુદ્ધિ વગેરે આપને જાણી શકતાં નથી કારણ કે એ બધા આદિ અને અંતવાળા છે; એવું જાણી પંડિતો શાસ્ત્રથી અને અભ્યાસથી ઉપરામ થઇ જાય છે.

નવમા સ્કંધમાં એક રાજર્ષિ પરમહંસ અંબરીષની કથા આવે છે. તેનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે તે રાજા બધા ઐશ્વર્યને સ્વપ્નની માફક અનિત્ય માનતા હતા. તેમને ભગવાનમાં એવી ભક્તિ હતી કે આખું જગત માટીના ઢગલા જેવું સમજતા હતા. જ્યારે દુર્વાસા પોતાની રક્ષા માટે ભગવાન પાસે ગયા ત્યારે ભગવાને અંબરીષ રાજાની નિષ્ઠાનાં બહુ વખાણુ કરેલ છે.

અગિયારમા સ્કંધમાં શ્રી દત્તાત્રેયની દશા પરમહંસના જેવી જોવામાં આવે છે. તેવી દશામાં જ્યારે તે યદુરાજાના રાજ્યમાં નીકળ્યા ત્યારે યદુરાજાએ તેમને પૂછયું કે, હે બ્રહ્મન્! આપની પાસે સ્ત્રીપુત્ર વગેરેનું સંસાર જેવું કોઈ સુખ નથી છતાં આપના આત્મામાં આટલો આનંદ કેમ જણાય છે? તેના જવાબમાં શ્રી દત્તાત્રેયે પોતાના ૨૪ ગુરુઓ પાસેથી મળેલો વૈરાગ્ય સમજાવીને કહ્યુ કે આવા વૈરાગ્યથી જ જ્ઞાન સ્થિર થઈ શકે છે.

એકાદશ સ્કંધમાં (૨૮મા અધ્યાયમાં) ભગવાન નિષ્ઠાનું સ્વરૂપ ઉદ્ધવજીને સમજાવતાં કહે છે કેઃ–જો દ્વૈત જેવી વસ્તુ નથી તો ભદ્ર કે અભદ્ર કેમ જણાય અને કોને જણાય? સૂર્યની આડાં વાદળાં આવે તેથી સૂર્યને કાંઈ નુકસાન નથી અને વાદળાં ખસી જાય તેથી સૂર્યને કાંઇ ફાયદો નથી, તેવી જ રીતે આત્મનિષ્ઠાવાળાને સમાધિ કરવાથી કાંઇ વધારે ફાયદો નથી તેમ વિક્ષેપથી કાંઇ નુકસાન નથી. એવું શુદ્ધ આત્માનું સ્વરૂપ છે છતાં જ્યાં સુધી મનના કષાય બરાબર દૂર થયા ન હોય ત્યાં સુધી સંગમાં બહુ ધ્યાન રાખવું. જે રોગનું મૂળ બરાબર બાળ્યું હોતું નથી તે વારંવાર ઊગી નીકળે છે, તેમ મન અને વાસના બરાબર જિતાય નહિ ત્યાંસુધી સંગમાં બરાબર ધ્યાન રાખવું.

આત્મામાં નિષ્ઠાવાળા શુકદેવજીએ પરીક્ષિતનો પણ સાત

દિવસમાં નિષ્ઠાવાળા બનાવી દીધા છે એવું બારમા સ્કંધમાં સ્પષ્ટ જણાઇ આવે છે. જ્યારે શુકદેવજીએ પરીક્ષિત રાજાને પૂછયું કે હે રાજન્ ! તમને બરાબર આ જ્ઞાન સમજાયું અને જો સમજાયું તો હવે તેમાં નિષ્ઠા કરી લ્યો. તેના જવાબમાં પરીક્ષિત રાજા કહે છે કેઃ–મારું અજ્ઞાન દૂર થઈ ગયું છે. આપે જ્ઞાન અને વિજ્ઞાનમાં મારી સ્થિતિ કરાવી મને પરમ મંગળમય સ્વરૂપનો અનુભવ આપી દીધો છે. એટલો જવાબ આપ્યા પછી શુકદેવજી ત્યાંથી ચાલી નિકળ્યા છે અને પરીક્ષિત રાજા બ્રહ્મભૂત થઈ આત્મામા એવા સ્થિર થઈ ગયા કે તક્ષક આવીને તેને કરડ્યો તોયે તેની તેને ખબર રહી નહિ.

આવી દશાને આત્મનિષ્ઠા કહે છે. થોડા શબ્દોમાં તેની કાંઇક ઝાંખી આ પુસ્તકમાં આપવામાં આપેલ છે. હાલમાં પણ નિષ્ઠાવાળા મહાત્માઓ આ દેશમાં છે પણ તેમની સંખ્યા બહુ ઓછી થઇ ગઈ છે. તેવી દશાવાળામાં એક જીવંત દૃષ્ટાંત મહર્ષિનો છે. અમને તેમના સત્સંગનો લાભ ઈશ્વરકૃપાથી મળ્યો હતો. તે સત્સંગની જે અસર થઇ તેના પરિણામમાં જે કાંઇ વર્ણન કરવાનું બની શક્યું તે અહીં મૂકેલ છે. મહર્ષિનાં દર્શન હજુ પણ ભાગ્યશાળી લોકો લઇ શકે તેવું છે. ટ્રેનોમાં આવવાજવાની અગવડ હોવા છતાં ખરા જિજ્ઞાસુઓ તેવી અગવડની દરકાર કરતા નથી અને ત્યાં તેમના આશ્રમના આધ્યાત્મિક વાતાવરણનો લાભ લઈ શકે છે. વળી જેમની દૃઢ ઇચ્છા હોય તેમનાં આવરણ પણ ખસતાં જાય છે. તેથી કોઇ પણ રીતે દૃઢ અપરોક્ષ જ્ઞાન મેળવવું અને તેમાં નિષ્ઠા કરવી એ મનુષ્યજન્મમાં પરમ પુરુષાર્થ છે. હિંદુસ્તાનમાં જેમણે જન્મ લીધો છે તેઓને જો ઇચ્છા હોય તો આ એક મોટો લાભ મળી શકે તેવુ છે.

આત્મજ્ઞાન મેળવવામાં જે પ્રતિબંધ લાગે તે દૃઢ જિજ્ઞાસાથી દૂર થઇ શકે છે. તેમાં બીજા ઉપર જેટલો આધાર છે તે કરતાં પોતાના પુરુષાર્થ ઉપર ઘણો આધાર છે. જેઓને તે

માટે દઢ ઇચ્છા થાય છે તેમનાં આવરણુ તૂટવા લાગે છે, તેમના ઉપર ઈશ્વરનો અનુગ્રહ થાય છે. જેના ઉપર ઈશ્વરનો અનુગ્રહ થાય છે તેમને યોગ્ય ગુરુ મળી રહે છે, કે જે જ્ઞાન આપી નિષ્ઠા કરાવી દે છે.

વ્યવહારમાં રહીને નિષ્ઠા કરવી હોય તો નીચે પ્રમાણે એક કથામાં તેનો ઉપાય મળી શકે છે. એક વખત નારદજીને એવી ઇચ્છા થઈ કે ભગવાન એકલા ૧૬૧૦૮ સ્ત્રીઓ સાથે કેવી રીતે રહેતા હશે? ભગવાનની એવી લીલા જોવાનો વિચાર કરી નારદજી દ્વારકામાં આવ્યા. પહેલાં તે રૂકમણિના મહેલે ગયા. ત્યાં ભગવાને તેમને જોઈ પોતે આસન ઉપરથી ઊતરી નારદજીને પ્રણામ કરી આસન ઉપર બેસાડયા, અને પૂછયું કે અમે આપની શી સેવા કરીએ? નારદજીએ કહ્યું કે ભક્તો ઉપર પ્રેમ રાખવો અને દુષ્ટોનું દમન કરવું એ તો આપનો સ્વભાવ છે. આપના સ્વરૂપનાં આજે મને દર્શન થયાં તેથી હું મને ભાગ્યશાળી માનું છું. હવે આપ મારા ઉપર એવી કૃપા કરો કે હું આપનું સ્મરણુ કરતો ફરું અને મને આપની સ્મૃતિ કાયમ રહે.

ભગવાનનું સ્મરણુ કાયમ રાખવું હોય તો બધે ભગવાન દેખાવા જોઇએ. એવી નિષ્ઠા ઉત્પન્ન કરવા માટે ભગવાનની ઇચ્છાથી નારદજીના જીવનમાં આ પ્રયોગ બનવા લાગ્યો. થોડી વાર પછી નારદજી બીજા મહેલમાં ગયા. ત્યાં ભગવાન ઉદ્ધવજીની સાથે ચોપાટ રમતા હતા. ત્યાં ભગવાને ઊભા થઈ તેમને પૂછયું કે "નારદજી આપ કયારે પધાર્યા? આપ આપ્તકામ છો તેની શી સેવા અમે સકામ કરીએ? અમને કાંઇ સેવા બતાવો તો અમારો જન્મ સફળ થાય. નારદજી આ સાંભળીને આશ્ચર્યચકિત થઈ ગયા અને ત્રીજા ભવનમાં તરત ગયા. આજે પણુ જો કે ભગવાન સર્વત્ર છે છતાં કોઇ જગાએ આપણે કોઇના ઘરમાં જઇએ છીએ તો તે પૂછે છે કે તમે કયારે આવ્યા? ભગવાન સર્વત્ર હોવાથી આપણા આવવા જવાની વાત જાણે છે છતાં અજ્ઞાનની લીલા બતાવી એવું પૂછે છે. ત્રીજા

ભવનમાં નારદજી ગયા તો ત્યાં ભગવાન સ્નાન કરતા હતા, કોઈ જગાએ ભોજન કરતા જોવામાં આવ્યા, કોઈ જગાએ રથ ઉપર ચડીને ફરતા હતા. કોઈ જગાએ મિત્રો સાથે વાત કરતા હતા. કોઈ જગ્યાએ ઇતિહાસપુરાણ સાંભળતા હતા. કોઈ જગાએ યુદ્ધ કરતા હતા અને કોઈ જગ્યાએ સંધી પણ કરતા હતા. કોઈ જગ્યાએ સાધુઓનું કલ્યાણ કેમ થાય તેનો વિચાર બલરામજીની સાથે કરતા હતા. તેને જ હાલના કાળમાં લોકસેવા અથવા સમાજસેવા કહે છે.

એ પ્રમાણે આજ પણ સર્વત્ર બની રહેલું છે. આવો ભાવ કાયમ રહે તો વ્યવહારમાં પણ નિષ્ઠા રહી શકે પણ માણસનું મન એવું છે કે જ્યારે કોઈ જગાએ ક્રોધનાં પ્રસંગ જોવામાં આવે અથવા લુચ્ચાઇના પ્રસંગ જોવામાં આવે ત્યારે ભગવાન એવું કરે નહિ એવી શંકા થાય છે તેથી તેવા બનાવમાં ભગવાનની ભાવના રહેવી મુશ્કેલ છે.

એવી દશામાં પણ શાસ્ત્રકારો અને અનુભવી પુરુષો કહે કે જ્યાં કોઈ ક્રોધી માણસ જોવામાં આવે ત્યાં એમ જાણવું કે મને શ્રીનરસિંહ ભગવાને દર્શન દીધાં પણ તે વખતે આપણે પ્રહ્‌લાદ થઈ જવું જોઇએ. આપણે સામો ક્રોધ કરીએ તો બે ભગવાન જેવું થઇ જાય અને શ્રી નરસિંહ ભગવાનનાં દર્શન થશે નહિ. તેવી જ રીતે જો કોઇ લુચ્ચો માણસ આપણને મળે તો આપણે જાણવું કે વામન ભગવાને દર્શન આપ્યાં. પણ તે વખતે આપણે બલિ રાજાના જેવું આત્મસમર્પણ રાખવું જોઇએ. આપણે લુચ્ચાની સામે લુચ્ચા થશું તો વામન ભગવાનનાં દર્શન થઈ શકશે નહિ.

સંસારની પ્રવૃત્તિઓ વચ્ચે રહી પ્રહ્‌લાદના જેવી દશા રાખવાનું ન બની શકે અથવા બલિ રાજાના જેવું આત્મસમર્પણ જેનાથી ન બની શકે તો તે માણસને માટે ગૃહસ્થાશ્રમમાંથી નીકળી વાનપ્રસ્થ આશ્રમમાં આવવું જોઇએ અથવા સંન્યાસ લેવો જોઇએ. તે સિવાય આત્મનિષ્ઠા થઈ શકશે નહિ. જેઓ

રાતદિવસ સંસારની રાગદ્વેષવાળી પ્રવૃત્તિમાં પડેલા હોય છે તેમને આત્મજ્ઞાન થઈ શકતું નથી તો નિદ્રા તો કયાંથી થઈ શકે? તેથી આ માર્ગે જેમ શાસ્ત્રોએ રસ્તા બતાવેલા છે અને અનુભવી પુરુષોએ તે રસ્તા ઉપર ચાલી પ્રયોગ કરી આપણી પાસે પોતાના નિશ્ચય મૂકેલા છે તે ઉપર શ્રદ્ધા રાખી વર્તવામાં આવે તો જ મોક્ષ નામનો પરમ પુરુષાર્થ સાધી શકાય છે. આપણા દેશમાં એને પુરુષાર્થ કહેલો છે. તેમાં આળસુ માણસોનું કામ નથી. એ પુરુષાર્થના ફળમાં આત્યંતિક દુઃખનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે. હાલની વેપારી દૃષ્ટિની વિદ્યાકળામાં આ ઉપયોગી બાબત ભૂલી જવામાં આવી છે પણ સારો વખત આવશે ત્યારે તેની જરૂર જણાશે. તે વખતે મહાત્માઓની શોધ થશે અને તેઓને સમાજમાં પહેલું માન મળશે.

## ઉપસંહાર

પંચદશીનાં પ્રખ્યાત લેખક શ્રી વિદ્યારણ્ય સ્વામીએ એક 'જીવન્મુક્તિ વિવેક' નામનો ગ્રંથ લખેલો છે.× ને ગ્રંથનો ઉદ્દેશ જીવન્મુક્તિનું સ્વરૂપ સમજાવવાનો અને એ દશા ઉત્પન્ન કરાવવાનો છે. તેમનું માનવું એવું છે કે જેઓ ઉપાસના કરીને પછી બ્રહ્મજ્ઞાન તરફ વળેલા હોય છે તેઓને જીવન્મુક્તિ તરત પ્રાપ્ત થાય છે. જેઓએ ઉપાસના કરી ન હોય તેમને જ્ઞાન થાય તોયે મનમાં વિક્ષેપ રહ્યા કરે છે તેથી તેઓને માટે યોગ–સાધનાની જરૂર છે.

શ્રી વિદ્યારણ્ય સ્વામી કહે છે કે જેઓ રાગદ્વેષવાળા હોય છે, કનક અને કાન્તા મનથી પણ ત્યાગી શકતા નથી છતાં પોતાને જનકની માફક જીવન્મુક્ત માને છે તે (લોકોને ભુલાવનાર) બે પગના ગધેડા છે, તેથી આત્મજ્ઞાન થયા પછી પણ

× મળવાનું ઠેકાણું:–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ, મુંબઈ–૨

મનોનાશ અને વાસનાક્ષય માટે વિદ્વત્ સંન્યાસ લેવો જોઇએ. મહર્ષિ કહે છે કે આત્મજ્ઞાન બરાબર થાય તો મનોનાશ અને વાસનાક્ષય સાથે જ થઈ જાય છે તેથી જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ જેવો ભેદ જ્ઞાનીની દૃષ્ટિમાં રહેતો નથી. મહર્ષિનો વૈરાગ્ય નાની ઉંમરથી જ બરાબર ઘડાયેલો છે તેથી તેમની દૃષ્ટિથી તેમની વાત ઠીક લાગે છે.' શ્રી વિદ્યારણ્ય સ્વામીને મોટી ઉંમરે વૈરાગ્ય આવ્યો હતો તેથી તેમની દૃષ્ટિએ તેમની વાત પણ ઠીક લાગે છે. આત્મજ્ઞાન ગમે તે આશ્રમમાં અથવા ગમે તે વર્ણમાં થઈ શકે છે. તેનાં કેટલાંક દૃષ્ટાંત નીચે પ્રમાણે છે:—

૧. નારદજીને બ્રહ્મચર્ય અવસ્થામાં જ્ઞાન થયું હતું.

૨. વસિષ્ઠને ગૃહસ્થાશ્રમમાં જ્ઞાન થયું હતું.

૩. વાનપ્રસ્થ આશ્રમવાળા કેટલાકને જ્ઞાન થયાનું પ્રમાણ પુરાણોમાં મળી શકે છે.

૪. ક્ષત્રિઓમાં જનકને જ્ઞાન થયું હતુ.

૬ શૂદ્રોમાં વિદુરને જ્ઞાન થયું હતું.

૬. સ્ત્રીઓમાં મૈત્રેયી વગેરેને જ્ઞાન થયું હતું.

૭ વામદેવને ગર્ભમાં જ્ઞાન થયું હતું.

૮. નચિકેતાને કુમાર અવસ્થામાં જ્ઞાન થયું હતું.

ઉપરનાં દૃષ્ટાંતો ઉપરથી જણાશે કે સંસાર છોડવા કરતાં પોતામાંથી સંસારી ભાવ કાઢવાની વધારે જરૂર છે. જીવ જગતનો ત્રણે કાળમાં અભાવ જાણ્યા પછી તે તરફ વૃત્તિ ન જાય અને આત્મામાં સ્થિરતા રહે તો વ્યુત્થાન સંસ્કારનો તિરોભાવ થાય છે અને નિરોધ સંસ્કારનો પ્રાદુર્ભાવ થાય છે. જેમ અગ્નિમાં લાકડાં ન નાખીએ તો ધીરે ધીરે તે શાંત થાય છે તેમ એક વખત ઉત્પન્ન થયેલ શાંતિ પાસે સંસારી વાસનાનાં આવરણ ન આવે તો તે વધારે શાંતિ ઉત્પન્ન થવાનું નિમિત્ત બને છે.

ગીતામાં કહેલુ છે કે **वासुदेवः सर्वम् इति स महात्मा सुदुर्लभः** બધું વાસુદેવમય છે એવો સતત અનુભવ જેને રહેતો

હોય એવા મહાત્મા દુર્લભ છે. નિષ્ઠાવાળા જ એની દશા રાખી શકે છે. ખાસ કરીને કર્મ વખતે ઘણા સાધુઓને હુંપણાનું અને દેહનું અનુસંધાન થઇ જાય છે અને જ્ઞાન દૃઢ થતું નથી. શુકદેવજીને જ્ઞાન થયા પછી શરૂઆતમાં સંશય થયા હતા તેથી તેમને નિષ્ઠા માટે જનક પાસે જવું પડયું હતું અને રામચંદ્રજીને જ્ઞાન થયા પછી સંશય થયા હતા તેથી તેમને વસિષ્ઠમુનિ પાસે જવું પડયું હતું. વસિષ્ઠમુનિએ રામચંદ્રજીને વિવર્તવાદ અને અજાતવાદ સમજાવ્યો હતો.

યોગવાસિષ્ઠનો ગ્રંથ એવો છે કે જે નિષ્ઠાવાળા ગુરુ પાસેથી સાંભળેલો હોય તો સાંભળનારમાં પણ સ્થિતિ ઉત્પન્ન થવા લાગે છે. જ્યાં સુધી જગતમાં સત્યતા છે ત્યાં સુધી મન તેમાં ભટકયા કરશે. જ્યારે જગતનું મિથ્યાત્વ બરાબર જણવામાં આવે છે ત્યારે મન શાંત થવા લાગે છે.

વસિષ્ઠમુનિ (પાષાણ આખ્યાનમાં) પોતાનો અનુભવ રામચંદ્રજીને કહે છે કેઃ—મેં સત્ય સંકલ્પ વડે એક જગ્યા કલ્પી લીધી અને તેમાં ચિત્ત વડે પ્રાણી માત્રથી અગમ્યપણું કલ્પી લીધું. તેમાં મને અનંત બ્રહ્માંડોની પ્રતીતિ થઇ. તેમાં કેટલાંક શૂન્ય હતાં, કેટલાંક એક ભૂતવાળાં છે, કેટલાંક બે ભૂતવાળાં હતાં, કેટલાક પાંચ ભૂતવાળાં હતાં. કેટલાંક બ્રહ્માંડો તો દેશ, કાળ, વસ્તુ, સ્વભાવ વગેરેના નિયમથી રહિત હતાં અને બીજાં ઘણાં દેશકાળના નિયમવાળાં પણ હતાં. જેમ કાદવનાં રમકડાં સૂર્યનારાયણના તાપથી કઠણ થઈ જાય છે તેમ એ બધાં જગત્ પણ "અમુક તમે છો, અમુક હું છું, અમુક તે છે અને અમુક વળી બીજી વસ્તુ છે" એવા અભિમાનથી ઉત્પન્ન થયેલી બુદ્ધિના બળથી અત્યંત દૃઢ થઇ ગયાં હતાં. વળી તેમની અંદર તેમજ તેમની બહાર પણ તેમના જ જેવાં જગત જોવામાં આવતાં હતાં. સમાધિમાં જોવામાં આવેલાં એવાં લાખો જગતમાં કોઇમાં ચંદ્રો મને ગરમ લાગતા હતા અને સૂર્યની મૂર્તિઓ ઠંડી લાગતી હતી. કેટલાંક જગતોમાં તો

પ્રજા અંધારામાં દેખતી હતી અને પ્રકાશમાં દેખતી નહોતી,* કેટલાંક બ્રહ્માંડોમાં ઝેર ખાવાથી પ્રાણી જીવતાં હતાં અને અમૃતનું ભોજન કરવાથી તેમનું મરણ થતું હતું.

કેટલાંક જગતમાં રેતીને ઘાણીમાં પીલવાથી તેમાંથી તેલ નીકળતું હતું, ભીંતોમાં દેવાંગનાઓ ગાયન કરતી હતી અને વાર્તાલાપ પણ કરતી હતી. (હાલના સિનેમામાં એવું બને છે.) કેટલાંક જગતમાં પ્રાણીઓ માથા વડે ચાલતા હતા. (ઝાડ એવી રીતે ચાલે છે.)

વસિષ્ઠમુનિ રામચંદ્રજીને સમજાવતાં કહે છે કે જ્યારે ઉત્તમ વિવેકદૃષ્ટિનો ખરેખર પાકકાળ આવી જાય છે ત્યારે દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટી સંબંધી કશી પણ બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. અપરોક્ષ અનુભવ દૃઢ થાય ત્યારે આત્માનું સર્વત્ર એકપણું જ જણાય છે. એવા પરબ્રહ્મની અંદર અનંત કલ્પિત ચિત્તના સમૂહો રહેલા છે. તેથી પ્રત્યેક કાળમાં જેટલા જેટલા જીવો મોક્ષને પામ્યા વિના મરી ગયા છે તેમની અંદર તેટલા તેટલા સંસાર નાશ પામ્યા વિના જુદા જુદા થઈને રહેલા છે, એ સંસારોની અંદર માણસો રહેલા છે, પ્રત્યેક માણસની અંદર મન રહેલું છે અને પ્રત્યેક મનની અંદર જગત રહેલું છે, અને પ્રત્યેક જગતની અંદર પાછાં માણસ રહેલાં છે. બ્રહ્મવેત્તા પુરુષોના વિચારમાં તો સર્વ બ્રહ્મરૂપ છે અને તેમાં દેશ-કાળ વગેરેના પરિમાણની કશી જ કલ્પના નથી. તેથી આરોપ દૃષ્ટિએ બ્રહ્મમાં બધું જ છે અને અપવાદની દૃષ્ટિએ જોતાં બ્રહ્મ સિવાય કાંઈ નથી.

આવી બ્રહ્મદૃષ્ટિમાં સ્થિતિ બંધાય ત્યારે બ્રહ્મનિષ્ઠની દશા કેવી થાય તેનું વર્ણન કરતાં વસિષ્ઠ રામચંદ્રજીને કહે છે કે:—

'આજ મને આ મળ્યું અને હવે પછી અમુક ઉત્તમ વસ્તુ મેળવીશ એવી ચિંતા જ્ઞાની પુરુષને રહેતી નથી. તે પોતાના તથા પરાયા કોઈ પદાર્થની સ્તુતિ કે નિંદા કરતો નથી. તેને

* ધ્રુવકના જગતમાં એવું બની શકે છે.

સુખની પ્રાપ્તિમાં હર્ષ થતો નથી અને દુઃખની પ્રાપ્તિમાં ખેદ થતો નથી. તેમનું મન ચપળતાથી રહિત રહે છે, શોક વગરનું રહે છે, સ્વસ્થ સમાધિવાળું અને શાંત રહે છે. લાકડું, સ્ત્રી, પર્વત, ખડ, અગ્નિ, બરફ અને આકાશ સમાન લાગે છે. વૃદ્ધાવસ્થા, દુઃખ અને મરણની બીક રહેતી નથી. આ શત્રુ છે, આ મારો છે, આ પારકો છે એવું જ્ઞાન રહેતું નથી. ચૈતન્ય કે જે સર્વરૂપ છે, સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ છે, આદિ અને અંતથી રહિત છે અને જેમાં દુઃખનું નામ નથી તે હું છું એમ લાગે છે. સંસાર સંબંધી કાર્ય જાણે ન જ હોય તેમ લાગે છે. અર્થ અને અનર્થ એ એક શરીરના બે હાથ હોય તેમ લાગે છે, જ્ઞાની કાંઈ જાણવા છતાં જાણતો નથી, દરિદ્ર છતાં કાંઇ ઇચ્છતો નથી.

બહારના વિષયોમાં સુષુપ્ત જેવો રહે છે. જગતમાં ગમે તેવા ઉદય કે અસ્ત થાય તોયે કોઈ વાતમાં તેને આગ્રહ રહેતો નથી. ઘડો, વસ્ત્ર, આકાશ, વન, ગાડું અને જે કાંઇ છે તે સઘળું ચૈતન્ય છે એવા પ્રકારનો ભાવ જ્ઞાનીને રહે છે.

જેમ બીકણ મનુષ્ય પણ પોતાના સંકલ્પથી કલ્પેલા મનોરાજ્યના સિંહથી બીતો નથી તેમ જ્ઞાની પુરુષ પોતાના સંકલ્પથી કલ્પેલા આ સંસારથી બીતો નથી. જે પોતાનો આત્મા છે તે જ બહિર્મુખ દશામાં જગતરૂપે પ્રતીત થાય છે.

આવી વિચિત્ર સૃષ્ટિનો એક પ્રસંગ શ્રીરમણાશ્રમમાં આવેલા એક જિજ્ઞાસુએ નીચે પ્રમાણે કહેલો હતોઃ—

એક વખત મહર્ષિના એક શિષ્યને શ્રીઅરુણાચળ પર્વતની એક ગુફામાં રહી ધ્યાન વધારવાની ઇચ્છા થઇ. તેમણે એ વાત મહર્ષિને કહી. મહર્ષિએ હા પાડી. તે ઉપરથી તે શિષ્ય તે પર્વતની એક ગુફામાં રહેવા ગયા. ત્યાં ઘણા સર્પ રહેતા હતા. એક વખત તે શિષ્ય ધ્યાનમાં બેઠા હતા. એટલામાં એક સર્પ ત્યાં આવ્યો અને તેના પગ ઉપર ફેણ મારી. શિષ્યે આંખ ઉઘાડી. સર્પ કરડ્યો નહોતો. તે થોડીવારમાં જતો રહ્યો. શિષ્યે ફરીથી ધ્યાન કરવા માંડ્યું. ફરીથી સર્પે આવી તેને ફેણ મારી. એ

તે શિષ્યે જોયું. સર્પ કરડયો નહોતો. શિષ્યે વિચાર કર્યો કે આવી રીતે બને તો આ ગુફામાં ધ્યાન માટે રહી શકાશે નહિ. તે મહર્ષિને મળવા ગયો. મહર્ષિએ પૂછ્યું કે શું બન્યું હતું? શિષ્યે બધી વાત કહી. મહર્ષિએ જવાબ આપ્યો કે એ સર્પ તમારી પાસે આવીને એમ કહેતો હતો કે 'અહીં જ રહેજો.' જો એ સર્પને તમે પકડયો હોત તો તે સર્પ મોઢેથી પણ (તામીલ ભાષામાં) બોલત કે 'અહીં જ રહેજો'. તે સર્પના રૂપમાં ભગવાન તમારી પરીક્ષા કરવાને આવ્યા હતા. આ જવાબ સાંભળ્યા પછી તે શિષ્ય ફરીથી તે ગુફામાં રહેવા ગયા છે.

ગીતામાં કહેલું છે કે જ્યારે નિયમમાં લાવેલુ ચિત્ત આત્મામાં જ સ્થિર થાય છે ત્યારે બધી કામનાઓમાં નિઃસ્પૃહતા આવે છે, તે વખતે તે માણસ મુક્ત અથવા યોગી કહેવાય છે. આવા જીવન્મુક્તને કાંઇ હેય કે ઉપાદેય રહેતું નથી, એટલે કે ન હોય તે મેળવવાની ઇચ્છા રહેતી નથી અને હોય તે છોડવાની ઇચ્છા રહેતી નથી. એવાની દશા નીચેના શ્લોક જેવી થાય છેઃ—

**किं करोमि, क गच्छामि, किं गृह्णामि त्यजामि किम् ।**
**आत्मना पूरितं सर्वं महा कल्पांबुना यथा ॥**

એટલે કે જેમ મહાકલ્પ વખતે બધું જળમય થઈ જાય છે તેમ આત્માથી જ બધું પુરાયેલું હોવાથી, હું શું કરું? કયાં જાઉં? શું ગ્રહણ કરું કે શું તજું?

આવા જ્ઞાનયોગી પોતાને નિત્ય સર્વત્ર જોઇ શકે છે. તેને એમ લાગે છે કે એવી કોઇ જગ્યા નથી કે જ્યાં હું નથી, અને એવી કોઇ વસ્તુ નથી કે જે મારામાં ન હોય; બધું મારું સ્વરૂપ છે તો મારે બીજું શું જોઇએ.

પ્રારબ્ધ એ અદૃષ્ટ છે એટલે ન ભોગવેલા કર્મનો સમૂહ છે. જ્ઞાનપૂર્વક યોગ એ દૃષ્ટ ફળ આપે છે તેથી જો પ્રારબ્ધ ભોગવવામાં ઉપર પ્રમાણે જ્ઞાનનું જોર હોય તો જ્ઞાનની રક્ષા થાય છે અને આત્મામાં સુખ અને શક્તિ વધે છે. સ્વરૂપમાં વૃત્તિ રાખવાથી બીજા સંસ્કારનું જોર નરમ પડે છે.

જેમ બાળકને તેની રમતમાં જ્યારે ચિત્ત આસક્ત થાય છે ત્યારે તે ઉઘાડે શરીરે જેમ તેમ રખડે તોપણ તેને ટાઢ કે તડકાનું વિશેષ ભાન રહેતું નથી, તેમ જેનું મન આત્મામાં આસક્ત છે તેના શરીરના પરમાણુ ઉપર પણ તે આસક્તિની અસર થાય છે.

છતાં સાધુ પુરુષો સ્થૂલ દેહનો મોહ રાખતા નથી. સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, મૂર્ચ્છા અને પ્રલયમાં સ્થૂલ શરીર દેખાતું નથી તેથી તેનો મોહ રાખવો એ ભૂલ છે. સુષુપ્તિ અને સમાધિમાં સૂક્ષ્મ શરીર પણ નથી. માત્ર ચૈતન્ય જ છે. જાગૃતમાં પણ સ્થૂલસૂક્ષ્મ મિથ્યા છે, માત્ર ચૈતન્ય જ સત્ય છે એવો અનુભવ લેવો વૃત્તિઓ ઊઠે તો સમુદ્રનાં મોજાંની માફક શુદ્ધ ચૈતન્યનાં મોજાં માનવાં.

બ્રહ્મજ્ઞાનીની દૃષ્ટિમાં બ્રહ્મથી ભિન્ન બીજું કાંઇ છે જ નહિ; માટે સર્વ લોકો અને સર્વ લોકોમાં બનતા બનાવ જો તે જાણે તો ભેદજ્ઞાન થયું; તેથી અનર્થની નિવૃત્તિ ન થાય, અનર્થની પ્રાપ્તિ થાય. સિદ્ધિઓને જગ્યા આપવાથી ભગવદ્ભાવ નાશ પામે છે. તેથી નિર્વિકલ્પતાની જરૂર છે. સસલાને કેટલાં શિંગડાં છે તે ગણતાં ન આવડે તેથી સર્વજ્ઞતા ઓછી થતી નથી. જ્ઞાની પુરુષોને જગતના બનાવ જાણવાની જરૂર નથી. જગતના બનાવ ન જાણવામાં આવે તેથી જ્ઞાન ઓછું થતું નથી. જ્યારે જ્યારે પરરચિત પ્રારબ્ધના સંસ્કાર સ્ફુરે ત્યારે બ્રહ્મવિચારથી તેને દાબી દેવા.

જેમ સ્વપ્નસાક્ષીમાં સ્વપ્નદેહ અને સ્વપ્નજગતની પ્રતીતિ છે તેમ પરિપૂર્ણ ચેતન વિષે આપણી અને જગતની પ્રતીતિ છે. વાસ્તવમાં ભગવાનથી જુદું કાંઇ છે નહિ તેથી ભગવાનમાં નિમગ્ન ચિત્ત રાખી ભગવાનના ગુણ ગાયા કરવા, અને શરીરનું જેવું પ્રારબ્ધ હોય તેવું રાજીખુશીથી ભોગવી લેવું. શ્રી હરિના મહિમામાં ખોવાઇ જવું, પછી કર્તવ્યબુદ્ધિથી કાંઇ કર્તવ્ય નથી.

સાક્ષાત્ નારાયણ પરિપૂર્ણ ચેતન્યને મળવું એટલે તે સ્વરૂપે સ્થિતિ થવી. તે શ્રીહરિમાં પ્રારબ્ધરૂપ ધર્મ અને સ્થૂલસૂક્ષ્મ સહિત ચિદાભાસરૂપ ધર્મી નિત્ય નિવૃત્ત છે.

તે શિષ્યે જોયું. સર્પ કરડયો નહોતો. શિષ્યે વિચાર કર્યો કે આવી રીતે બને તો આ ગુફામાં ધ્યાન માટે રહી શકાશે નહિ. તે મહર્ષિને મળવા ગયો. મહર્ષિએ પૂછયું કે શું બન્યું હતું? શિષ્યે બધી વાત કહી. મહર્ષિએ જવાબ આપ્યો કે એ સર્પ તમારી પાસે આવીને એમ કહેતો હતો કે 'અહીં જ રહેજો.' જો એ સર્પને તમે પકડયો હોત તો તે સર્પ મોઢેથી પણ (તામીલ ભાષામાં) બોલત કે 'અહીં જ રહેજો'. તે સર્પના રૂપમાં ભગવાન તમારી પરીક્ષા કરવાને આવ્યા હતા. આ જવાબ સાંભળ્યા પછી તે શિષ્ય ફરીથી તે ગુફામાં રહેવા ગયા છે.

ગીતામાં કહેલું છે કે જ્યારે નિયમમાં લાવેલું ચિત્ત આત્મામાં જ સ્થિર થાય છે ત્યારે બધી કામનાઓમાં નિઃસ્પૃહતા આવે છે, તે વખતે તે માણસ યુક્ત અથવા યોગી કહેવાય છે. આવા જીવન્મુક્તને કાંઇ હેય કે ઉપાદેય રહેતું નથી, એટલે કે ન હોય તે મેળવવાની ઇચ્છા રહેતી નથી અને હોય તે છોડવાની ઇચ્છા રહેતી નથી. એવાની દશા નીચેના શ્લોક જેવી થાય છેઃ—

किं करोमि, क्व गच्छामि, किं गृह्णामि त्यजामि किम् ।
आत्मना पूरितं सर्वं महा कल्पांबुना यथा ॥

એટલે કે જેમ મહાકલ્પ વખતે બધું જળમય થઇ જાય છે તેમ આત્માથી જ બધું પુરાયેલું હોવાથી, હું શું કરું? કયાં જાઉં? શું ગ્રહણ કરું કે શું તજું?

આવા જ્ઞાનયોગી પોતાને નિત્ય સર્વત્ર જોઇ શકે છે. તેને એમ લાગે છે કે એવી કોઇ જગ્યા નથી કે જ્યાં હું નથી, અને એવી કોઇ વસ્તુ નથી કે જે મારામાં ન હોય; બધું મારું સ્વરૂપ છે તો મારે બીજું શું જોઇએ.

પ્રારબ્ધ એ અદૃષ્ટ છે એટલે ન ભોગવેલા કર્મનો સમૂહ છે. જ્ઞાનપૂર્વક યોગ એ દૃષ્ટ ફળ આપે છે તેથી જો પ્રારબ્ધ ભોગવવામાં ઉપર પ્રમાણે જ્ઞાનનું જોર હોય તો જ્ઞાનની રક્ષા થાય છે અને આત્મામાં સુખ અને શક્તિ વધે છે. સ્વરૂપમાં વૃત્તિ રાખવાથી બીજા સંસ્કારનું જોર નરમ પડે છે.

જેમ બાળકને તેની રમતમાં જ્યારે ચિત્ત આસક્ત થાય છે ત્યારે તે ઉઘાડે શરીરે જેમ તેમ રખડે તોપણ તેને તાઢ કે તડકાનું વિશેષ ભાન રહેતું નથી, તેમ જેનું મન આત્મામાં આસક્ત છે તેના શરીરના પરમાણુ ઉપર પણ તે આસક્તિની અસર થાય છે.

છતાં સાધુ પુરુષો સ્થૂલ દેહનો મોહ રાખતા નથી. સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, મૂર્ચ્છા અને પ્રલયમાં સ્થૂલ શરીર દેખાતું નથી તેથી તેનો મોહ રાખવો એ ભૂલ છે. સુષુપ્તિ અને સમાધિમાં સૂક્ષ્મ શરીર પણ નથી. માત્ર ચૈતન્ય જ છે. જાગૃતમાં પણ સ્થૂલસૂક્ષ્મ મિથ્યા છે, માત્ર ચૈતન્ય જ સત્ય છે એવો અનુભવ લેવો વૃત્તિઓ ઊઠે તો સમુદ્રનાં મોજાંની માફક શુદ્ધ ચૈતન્યનાં મોજાં માનવાં.

બ્રહ્મજ્ઞાનીની દૃષ્ટિમાં બ્રહ્મથી ભિન્ન બીજું કાંઇ છે જ નહિ; માટે સર્વ લોકો અને સર્વ લોકોમાં બનતા બનાવ જો તે જાણે તો ભેદજ્ઞાન થયું; તેથી અનર્થની નિવૃત્તિ ન થાય, અનર્થની પ્રાપ્તિ થાય. સિદ્ધિઓને જગ્યા આપવાથી ભગવદ્‌ભાવ નાશ પામે છે. તેથી નિર્વિકલ્પતાની જરૂર છે. સસલાને કેટલાં શિંગડાં છે તે ગણતાં ન આવડે તેથી સર્વજ્ઞતા ઓછી થતી નથી. જ્ઞાની પુરુષોને જગતના બનાવ જાણવાની જરૂર નથી જગતના બનાવ ન જાણવામાં આવે તેથી જ્ઞાન ઓછું થતું નથી. જ્યારે જ્યારે પરરચિત પ્રારબ્ધના સંસ્કાર સ્ફુરે ત્યારે બ્રહ્મવિચારથી તેને દાબી દેવા.

જેમ સ્વપ્નસાક્ષીમાં સ્વપ્નદેહ અને સ્વપ્નજગતની પ્રતીતિ છે તેમ પરિપૂર્ણ ચેતન વિષે આપણી અને જગતની પ્રતીતિ છે. વાસ્તવમાં ભગવાનથી જુદું કાંઇ છે નહિ તેથી ભગવાનમાં નિમગ્ન ચિત્ત રાખી ભગવાનના ગુણ ગાયા કરવા, અને શરીરનું જેવું પ્રારબ્ધ હોય તેવું રાજીખુશીથી ભોગવી લેવું. શ્રી હરિના મહિમામાં ખોવાઇ જવું, પછી કર્તવ્યબુદ્ધિથી કાંઇ કર્તવ્ય નથી.

સાક્ષાત્ નારાયણ પરિપૂર્ણ ચૈતન્યને મળવું એટલે તે સ્વરૂપે સ્થિતિ થવી. તે શ્રીહરિમાં પ્રારબ્ધરૂપ ધર્મ અને સ્થૂલસૂક્ષ્મ સહિત ચિદાભાસરૂપ ધર્મી નિત્ય નિવૃત્ત છે.

શ્રીહરિરૂપ આનંદસમુદ્રમાં માયાથી વિવર્તરૂપે જણાતા આરબ્ધ, જીવ, દેહ, જગત, સમષ્ટિ, વ્યષ્ટિ, જે ક્ષણે દેખાય તે ક્ષણમાં તેમની પ્રતીતિ છે-રજ્જુ સર્પની માફક-આગળ પાછળ નહિ. તેથી દષ્ટિકાળે સૃષ્ટિની પ્રતીતિ છે, આગળ-પાછળ નથી. રજ્જુ-સર્પની બીકથી વ્યાકુળ થયેલો માણસ સર્પથી પર રહેલ રજ્જુને જાણી શકતો નથી તેવી જ રીતે જે માણસો આ જગતના ત્રણ ગુણથી મોહિત છે તે ત્યાં જ રહેલા ભગવાનને જાણી શકતા નથી. ભગવાનને ઉપાધિના ધર્મનું અભિમાન નથી તેથી તેની માયા તેને મોહ કરતી નથી. જેઓ ઉપાધિના ધર્મનું અભિમાન લે છે તેમને તે માયા મોહ કરે છે. જ્ઞાન દશા ઉપાધિનો ગ્રાસ કરે છે, અજ્ઞાન દશા ઉપાધિને ઉત્પન્ન કરે છે. સ્વપ્નમાં દીઠેલ રજ્જુ-સર્પમાં રજ્જુ અને સર્પ બંને મિથ્યા છે છતાં રજ્જુ સત્ય અને સર્પ મિથ્યા એ વિકલ્પનું આલંબન સ્વપ્નવ્યવહાર માત્ર છે. ત્યાં વસ્તુ તત્ત્વનું આલંબન નથી; તેવી જ રીતે જાગૃતમાં પણ સમજવું. મૂર્ખને ભ્રમ થાય છે, જ્ઞાનીને થતો નથી.

જ્ઞાનીની સમાધિમાં ચડઊતર થતી નથી. આત્મા અચ્યુત છે. સર્વદા પોતે પોતાને અખંડ, અદ્વિતીય આત્મા સમજીને રહેવું એ જ્ઞાનસમાધિ છે. આત્માથી બીજું કાંઈ નથી તેથી જ્ઞાની સદા વ્યુત્થાન દશાથી રહિત છે. આવી સમાધિ રામ, કૃષ્ણ વગેરેની હતી.

આવી સમાધિ મહર્ષિએ પ્રાપ્ત કરેલી છે. આવી સમાધિ વખતે કેટલો વ્યવહાર રહી શકે એ મોટો પ્રશ્ન છે. રામ, કૃષ્ણ અને જનકને વ્યવહાર ઘણો હતો.પણ એવા પુરુષો હાલ કેટલા હશે તે કહી શકાય તેવું નથી. ઘણાને જનક જેવા થવાની ઇચ્છા થાય છે અને કેટલાક તેવી પ્રવૃત્તિ કરે છે પણ તેવી નિષ્ઠા મેળવી શકતા નથી. શુક સનકાદિ નિવૃત્તિવાળા હતા. તેમની દષ્ટિમાં જગત હતું જ નહિ તેથી વ્યવહાર કે પરમાર્થનું દ્વૈત જ નહોતું. જ્યાં દ્વૈતભાવ ખડો થતો નથી. ત્યાં સારી નિષ્ઠા થઈ શકે છે. સનકાદિ બ્રહ્માના માનસપુત્ર હતા. બ્રહ્માએ તેમને

સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું કહ્યું છતાં તેમણે સૃષ્ટિ ઉત્પન્ન કરી નહિ અને નૈષ્ઠિક બ્રહ્મચારી રહેવાનું પસંદ કર્યું.

શુકદેવજી નિર્ગુણમાં નિષ્ઠાવાળા હતા, છતાં તેમણે ભગવાનની સગુણ લીલાનો અનુભવ લેવા માટે શ્રીમદ્ ભાગવતનો અભ્યાસ કર્યો અને તે પરીક્ષિત રાજાને સંભળાવ્યું હતું. એ એક પ્રકારની સજાતીય પ્રવૃત્તિ હતી. તેમણે વિજાતીય પ્રવૃત્તિ કરી નહોતી. આગળ કહ્યું તેમ વિજાતીય પ્રવૃત્તિ વચ્ચે પણ નિષ્ઠા રાખી શકાય તે માટે શ્રી અરવિંદના આશ્રમમાં પ્રયાસ થાય છે. તેનું ફળ જ્યારે આવશે ત્યારે જોઈ શકાશે.

અંતર્મુખવૃત્તિ અને બહિર્મુખવૃત્તિ એ પણ દેહનો અધ્યાસ હોય ત્યાંસુધી છે. જે સ્વરૂપમાં અંદર બહાર જેવું નથી ત્યાં વૃત્તિના એવા ભેદ પણ બની શકતા નથી. સાધન દશામાં જેને તત્ત્વ સમજાવવાનું છે તેમને માટે એ બધા કલ્પિત ભેદ રાખીને સમજાવવું પડે છે કે જેથી તે સાધકને પોતાની દશાની સમજણ પડે.

ભક્તિમાર્ગમાં પણ સાધક માટે નીચેની ત્રણ ભૂમિકા કહી છેઃ—

૧. **तस्यैवाऽहम्** હું તેનો છું.
૨. **ममैवाऽसौ** તે મારા છે.
૩. **स एवाऽहम्** તે અને હું એક છીએ.

એ માર્ગે નિષ્ઠા થાય છે ત્યારે પણ તન્મયતા થાય છે અને સર્વાત્મભાવ અને આનંદ આવે છે; ફેર માત્ર એટલો હોય છે કે જ્ઞાનમાર્ગવાળા સ્વગતભેદ માનતા નથી તેથી તેમનો આત્મા બ્રહ્મરૂપે નિત્ય વ્યાપક રહે છે અને ભક્તિમાર્ગવાળા સ્વગત ભેદ માને છે તેથી તે દશામાં આત્મા પહેલાંની માફક વ્યાપક થતો નથી. ભક્તિમાર્ગમાં જીવ ઈશ્વર જગત અને તેમના પરસ્પર સંબંધ બધું ભગવાનરૂપે લેવામાં આવે છે, તેથી કોઈ કોઈ વાર આશ્રય–આશ્રિતભાવ જેવું દ્વૈત જણાઈ આવે છે.

સાધકની દશામાં જે સાધન હોય છે તે નિષ્ઠાની દશામાં

સ્વભાવ થઈ જાય છે. સાધકે અહંકાર દૂર કરવા માટે બહુ સંભાળ રાખવી જોઈએ. નિષ્ઠાની દશામાં હું અને મારું બોલવામાં શરમ આવે છે અથવા બોલી શકાતું નથી. નિષ્ઠાની દશાનો આનંદ તે દશાની સાથે જ હોય છે. તે સ્વરૂપનો આનંદ છે. તેમાં ઓછો કે વધારે એવું તારતમ્ય નથી.